સ્ત્વન્નામનાગદમની હૃદિ યસ્ય પુંસઃ ॥૩૭॥ વલ્ગત્તુરંગગજગર્જિતભીમનાદ, માજૌ બલં બલવતામપિ ભૂપતીનામ્ ॥ ઉદ્યદ્દિવાકરમયૂખશિખાપવિદ્ધં, ત્વત્કીર્ત્તનાત્તમઇવાશુ ભિદામુપૈતિ ॥૩૮॥ કુંતાગ્રભિન્નગજશોણિતવારિવાહ,-વેગાવતારતરણાતુરયોધભીમે ॥ યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા,-સ્ત્વત્પાદપંકજવનાશ્રયિણો લભંતે ॥૩૯॥ અંભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર, પાઠીનપીઠભયદોલ્બણવાડવાગ્નૌ ॥ રંગત્તરંગશિખરસ્થિતયાનપાત્રા, સ્ત્રાસં વિહાય ભવતઃ સ્મરણાત્ વ્રજંતિ ॥૪૦॥ ઉદ્ભુતભીષણજલોદરભારભુગ્નાઃ, શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશાઃ ॥ ત્વત્પાદપંકજરજોમૃતદિગ્ધદેહા, મર્ત્યા ભવંતિ મકરધ્વજતુલ્યરૂપાઃ ॥ ૪૧ ॥ આપાદકંઠમુરૂશૃંખલવેષ્ટિતાંગા, ગાઢં બૃહન્નિગડકોટિનિધૃષ્ટજંઘાઃ॥ ત્વન્નામમંત્રમનિશં મનુજાઃ સ્મરંતઃ. સદ્યઃ સ્વયં વિગતબન્ધભયા ભવન્તિ ॥૪૨॥ મત્તદ્વિપેન્દ્રમૃગરાજદવાનલાહિ,-સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્ ॥ તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ, યસ્તાવકંસ્તવમિમં મતિમાનધીતે ॥૪૩॥ સ્તોત્રસ્ત્રજં તવ જિનેદ્ર ! ગુણૈર્નિબદ્ધાં, ભક્ત્યા મયા રૂચિરવર્ણવિચિત્રપુષ્પામ્ ॥ ધત્તે જનો ય ઇહ કણ્ઠગતામજસ્ત્રં, તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મીઃ ॥૪૪॥ ઇતિ ભક્તામરસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥

---

# અથ વૃદ્ધશાંતર્લિખ્યતે

ભો ભો ભવ્યાઃ ! શૃણુત વચનં પ્રસ્તુતં સર્વ મેતદ્દ, યે યાત્રાયાં ત્રિભુવનગુરોરાર્હતા ભક્તિભાજઃ તેષાં શાંતિર્ભવતુ ભવતામર્હદાદિપ્રભાવા-દારોગ્યશ્રી ધૃતિમતિકરી ક્લેશવિધ્વંસહેતુઃ ॥૧॥

ભો ! ભો ! ભવ્યલોકા ! ઇહ હિ ભરતૈરાવતવિદેહ-સંભવાનાં, સમસ્તતીર્થકૃતાં જન્મન્યાસન પ્રકંપાન-ન્તરમવધિનાવિજ્ઞાય, સૌધર્માધિપતિઃ સુઘોષાઘણ્ટા ચાલનાનન્તરં સકલસુરાસુરેન્દ્રૈઃ સહ સમાગત્ય, સવિનયમર્હદ્ભટ્ટારકં ગૃહીત્વા ગત્વા કનકાદ્રિશૃંગે, વિહિતજન્માભિષેકઃ, શાન્તિમુદ્દઘોષયતિ, યથા તતો-ઽહં કૃતાનુકારમિતિ કૃત્વા, મહાજનો યેન ગતઃ સ પંથાઃ, ઇતિ ભવ્યજનૈઃ સહ સમાગત્ય, સ્નાત્રપીઠે સ્નાત્રં વિધાય, શાન્તિમુદ્દઘોષયામિ ॥ તત્પૂજાયાત્રાસ્નાત્રાદિ-મહોત્સવાનન્તરં ॥ ઇતિ કૃત્વા કર્ણં દત્વા નિશમ્યતાં સ્વાહા ॥

ૐ પુણ્યાહં પુણ્યાહં, પ્રીયંતાં પ્રીયંતાં, ભગ-વન્તોઽર્હન્તઃ સર્વજ્ઞાઃ સર્વદર્શિનઃ ત્રૈલોકનાથાઃ ત્રૈલો-કયમહિતાઃ ત્રૈલોકયપૂજ્યાઃ ત્રૈલોકયેશ્વરાઃ ત્રૈલોકયો-દ્યોતકરાઃ ॥ ૐ શ્રી કેવલજ્ઞાની ૧, નિર્વાણી ૨, સાગર ૩, મહાયશ ૪, વિમલ ૫, સર્વાનુભૂતિ ૬, શ્રીધર ૭, દત્ત

૮, દામોદર ૯, સુતેજા ૧૦, સ્વામી ૧૧, મુનિસુવ્રત ૧૨, સુમતિ ૧૩, શિવગતિ ૧૪, અસ્તાગ ૧૫, નમીશ્વર ૧૬, અનિલ ૧૭, યશોધર ૧૮, કૃતાર્થ ૧૯, જિનેશ્વર ૨૦, શુદ્ધમતિ ૨૧, શિવકર ૨૨, સ્યન્દન ૨૩, સંપ્રતિ ૨૪, એતે અતીત ચતુર્વિશતિતીર્થંકરાઃ ॥

ૐ શ્રી ઋષભ ૧, અજિત ૨, સંભવ ૩, અભિનંદન ૪, સુમતિ ૫, પદ્મપ્રભ ૬, સુપાર્શ્વ ૭, ચંદ્રપ્રભ ૮, સુવિધિ ૯, શીતલ ૧૦, શ્રેયાંસ ૧૧, વાસુપૂજ્ય ૧૨, વિમલ ૧૩, અનન્ત ૧૪, ધર્મ ૧૫, શાન્તિ ૧૬, કુંથુ ૧૭, અર ૧૮, મલ્લિ ૧૯, મુનિસુવ્રત ૨૦, નમિ ૨૧, નેમિ ૨૨, પાર્શ્વ ૨૩, વર્દ્ધમાન ૨૪, એતે વર્ત્તમાનજિનાઃ

ૐ શ્રી પદ્મનાભ ૧, સુરદેવ ૨, સુપાર્શ્વ ૩, સ્વયંપ્રભ ૪, સર્વાનુભૂતિ ૫, દેવશ્રુત ૬, ઉદય ૭, પેઢાલ ૮, પોટ્ટિલ ૯, શતકીર્તિ ૧૦, સુવ્રત ૧૧, અમમ ૧૨, નિષ્કષાય ૧૩, નિષ્પુલાક ૧૪, નિર્મમ ૧૫, ચિત્રગુપ્તિ ૧૬, સમાધિ ૧૭, સંવર ૧૮, યશોધર ૧૯, વિજય ૨૦, મલ્લિ ૨૧, દેવ ૨૨, અનન્તવીર્ય ૨૩, ભદ્રંકર ૨૪. એતે ભાવિતીર્થંકરાઃ જિનાઃ, શાન્તાઃ શાન્તિકરા ભવંતુ સ્વાહા ॥

ૐ મુનયો મુનિપ્રવરા રિપુવિજયદુર્ભિક્ષકાન્તારેષુ દુર્ગમાર્ગેષુ રક્ષંતુ વો નિત્યં ॥ ૐ શ્રીનાભિ ૧, જિતશત્રુ

૨, જિતારિ ૩, સંવર ૪, મેઘ ૫, ધરં ૬, પ્રતિષ્ઠ ૭, મહસેન ૮, સુગ્રીવ ૯, દઢરથ ૧૦, વિષ્ણુ ૧૧, વસુ-પૂજ્ય ૧૨, કૃતવર્મ ૧૩, સિંહસેન ૧૪, ભાનુ ૧૫, વિશ્વ-સેન ૧૬, સૂર ૧૭, સુદર્શન ૧૮, કુંભ ૧૯, સુમિત્ર ૨૦, વિજય ૨૧, સમુદ્રવિજય ૨૨, અશ્વસેન ૨૩, સિદ્ધાર્થ ૨૪ ॥ ઇતિ વર્ત્તમાન ચતુર્વિશતિજિનજનકાઃ ॥ ૐ શ્રીમરૂદેવા ૧, વિજયા ૨, સેના ૩, સિદ્ધાર્થા ૪, સુમંગલા ૫, સુસીમા ૬, પૃથિવીમાતા ૭, લક્ષ્મણા ૮, રામા ૯, નંદા ૧૦, વિષ્ણુ ૧૧, જયા ૧૨, શ્યામા ૧૩, સુયશા ૧૪, સુવ્રતા ૧૫, અચિરા ૧૬, શ્રી ૧૭, દેવી ૧૮, પ્રભાવતી ૧૯, પદ્માવતી ૨૦, વપ્રા૨૧, શિવા ૨૨, વામા ૨૩, ત્રિશલા ૨૪॥ ઇતિ વર્ત્તમાન જિનજનન્યઃ॥ ૐ ગોમુખ ૧, મહાયક્ષ ૨, ત્રિમુખ ૩, યક્ષનાયક ૪, તુંબરૂ ૫, કુસુમ ૬, માતંગ ૭, વિજય ૮, અજિત ૯, બ્રહ્મા ૧૦, યક્ષરાજ ૧૧, કુમાર ૧૨, ષણ્મુખ ૧૩, પાતાલ ૧૪, કિન્નર ૧૫, ગરૂડ ૧૬, ગંધર્વ ૧૭, યક્ષ-રાજ ૧૮, કુબેર ૧૯, વરૂણ ૨૦, ભૃકુટિ ૨૧, ગોમેધ ૨૨, પાર્શ્વ ૨૩, બ્રહ્મશાંતિ ૨૪॥ઇતિ વર્ત્તમાનજિનયક્ષાઃ

ૐ ચક્રેશ્વરી ૧, અજિતબલા ૨, દુરિતારિ ૩, કાલી ૪, મહાકાલી ૫, શ્યામા ૬, શાંતા ૭, ભ્રકૃટિ ૮, સુતારકા ૯, અશોકા ૧૦, માનવી ૧૧, ચંડા ૧૨, વિદિતા ૧૩, અંકુશ ૧૪, કંદર્પા ૧૫, નિર્વાણી ૧૬,

અલા ૧૭, ધારિણી ૧૮, ધરણપ્રિયા ૧૯, નરદત્તા ૨૦, ગાંધારી ૨૧, અંબિકા ૨૨, પદ્માવતી ૨૩, સિદ્ધાયિકા ૨૪, એતે વર્ત્તમાનચતુર્વિંશતિ તીર્થંકરશાસનદેવ્યઃ ॥

ૐ હ્રીઁ શ્રીઁ ધૃતિ–મતિ–કીર્તિ–કાંતિ–બુદ્ધિ–લક્ષ્મી –મેધા–વિદ્યાસાધન–પ્રવેશ નિવેશનેષુ સુગૃહીતનામાનો જયંતુ તે જિનેંદ્રાઃ ॥ ૐ રોહિણી ૧, પ્રજ્ઞપ્તિ ૨, વજ્રશૃંખલા ૩, વજ્રાંકુશા ૪, ચક્રેશ્વરી ૫, પુરૂષદત્તા ૬, કાલી ૭, મહાકાલી ૮, ગૌરી ૯, ગાંધારી ૧૦, સર્વાસ્ત્ર મહાજ્વાલા ૧૧, માનવી ૧૨, વૈરોટયા, ૧૩, અચ્છુપ્તા ૧૪, માનસી ૧૫, મહામાનસી ૧૬, એતાષોડશ વિદ્યાદેવ્યો રક્ષંતુ મે સ્વાહા ॥ ૐ આચાર્યો પાધ્યાયપ્રભૃતિચાતુર્વર્ણસ્ય શ્રીશ્રમણસંઘસ્ય શાંતિ ભવતુ, ૐ તુષ્ટિર્ભવતુ પુષ્ટિર્ભવતુ ૐ ગ્રહાશ્ચંદ્રસૂર્યાગારકબુધબૃહસ્પતિશુક્રશનૈશ્ચરરાહુકેતુસહિતાઃ સલોકપાલાઃ સોમયમવરૂણકુબેરવાસવાદિત્યસ્કન્દવિનાયક યે ચાન્યેઽપિ ગ્રામનગરક્ષેત્રદેવતાદયસ્તે સર્વે પ્રીયંતાં પ્રીયંતાં, અક્ષીણકોશકોષ્ઠાગારા નરપતયશ્ચ ભવંતુ સ્વાહા॥ ૐ પુત્ર–મિત્ર–ભ્રાતૃ–કલત્ર–સુહૃત્–સ્વજન–સંબંધિ–બંધુવર્ગ–સહિતાઃ નિત્યં ચામોદપ્રમોદકારિણો ભવંતુ॥ અસ્મિંશ્ચ ભૂમંડલે આયતનનિવાસિનાં સાધુસાધ્વી-શ્રાવકશ્રાવિકાણાં રોગોપસર્ગવ્યાધિદુઃખદુર્ભિક્ષ દૌર્મનસ્યોપશમનાય શાન્તિર્ભવતુ ॥ ૐ તુષ્ટિ પુષ્ટિ-

ઋદ્ધિ વૃદ્ધિ માંગલ્યોત્સવાઃ ભવંતુ ॥ સદાપ્રાદુર્ભૂતાનિ દુરિતાનિ પાપાનિ શામ્યંતુ શત્રવઃ પરાઙ્-મુખા ભવંતુ સ્વાહા ॥ શ્રીમતેશાન્તિનાથાય, નમઃ શાન્તિવિધાયિને ॥ ત્રૈલોકયસ્યામરાધીશ–મુકુટાભ્યર્ચિંતાંઘ્રયે ॥૧॥ શાંન્તિઃ શાંન્તિકરઃ શ્રીમાન્ શાન્તિ દિશતુ મે ગુરૂઃ ॥ શાન્તિરેવ સદાતેષાં, યેષાં શાંતિ ગૃહે ગૃહે ॥૨॥ ૐ ઉન્મૃષ્ટરિષ્ટદુષ્ટ; ગ્રહગતિદુઃ સ્વપ્નદુર્નિંમિત્તાદિ સંપાદિતહિતસંપત્ નામગ્રહણં જયતિ શાન્તેઃ ॥૩॥ શ્રીસંઘપૌરજનપદ; રાજાધિપરાજસંનિવેશાનામ્ ॥ ગોષ્ટિપુરમૂખ્યાનાં, વ્યાહરણૈર્વ્યાહરેછાંતિમ્ ॥૪॥ શ્રીશ્રમણસંઘસ્ય શાંતિર્ભવતુ, શ્રીપૌરલોકસ્ય શાંતિર્ભવતુ, શ્રીજનપદાનાં શાંતિર્ભવતુ, શ્રીરાજાધિપાનાં શાંતિર્ભવતુ, શ્રીરાજસંનિવેશાનાં શાંતિર્ભવતુઃ શ્રીગોષ્ટિકાનાં શાંતિર્ભવતુઃ ઓં સ્વાહા ઓં સ્વાહા ॥ ઓં હ્રીં શ્રી પાર્શ્વનાથાય સ્વાહા ॥ એષા શાંતિઃ પ્રતિષ્ઠાયાત્રાસ્નાત્રાધવસાનેષુ શાંતિકલશં ગૃહીત્વા કુંકુમચંદનકર્પૂરાગુરૂધુપવાસકુસુમાંજલિસમેતઃ, સ્નાત્રપીઠે શ્રીસંઘસમેતઃ, શુચિશુચિવપુઃ પુષ્પવસ્ત્રશ્ચંદનાભરણાલંકૃતઃ, ચંદનતિલકં વિધાય પુષ્પમાલાં કંઠે કૃત્વા, શાંતિમુદ્ઘોષયિત્વા શાંતિપાનીયં મસ્તકે દાતવ્યમિતિ ॥ નૃત્યંતિ નૃત્યં મણિપુષ્પવર્ષં, સૃજંતિ ગાયંતિ ચ મંગલાનિ ॥ સ્તોત્રાણિ ગોત્રાણિ પઠંતિ મંત્રાન્, કલ્યાણભાજોહિ

જિનાભિષેકે ॥૧॥ અહં તિત્થયરમાયા, શિવાદેવી, તુમ્હનયરનિવાસિની ॥ અમ્હશિવં તુમ્હશિવં, અસુહોવસમં શિવં ભવતુ સ્વાહા ॥૧॥ શિવમસ્તુ સર્વજગતઃ, પરહિતનિરતા ભવંતુ ભૂતગણાઃ ॥ દોષાઃ પ્રયાંતુ નાશં, સર્વત્ર સુખી ભવંતુ લોકાઃ ॥૨॥ ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ, છિદ્યંતે વિઘ્નવલ્લયઃ ॥ મનઃ પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે ॥૩॥ ઇતિ શ્રીવૃદ્ધશાંતિઃ સમાપ્તા॥

---

## સામાયિક લેવાનો વિધિ.

પ્રથમ શ્રાવક શ્રાવિકાએ કટાસણું (આસન) મુહપત્તિ અને ચરવલો લઇ, શુદ્ધ વસ્ત્ર પહેરી, જગ્યા પુંજી કટાસણું પાસે રાખી મુહપત્તિ ડાબા હાથમાં મુખ પાસે રાખી, જમણો હાથ ઉંધો સ્થાપનાજી સામે રાખી, નવકાર ત્રણ ગણી સ્થાપનાચાર્ય સ્થાપનના તેર બોલ મનમાં ચિંતવી, સ્થાપનાચાર્ય સ્થાપે. પછી ગુરૂ હોય તો તેમની સામે, ગુરૂ ન હોય તો સ્થાપનાચાર્યની સામે ઉભા થઈ ત્રણ ખમાસમણ દઈ ગોઠણ જમીનને લગાડી જમણો હાથ નીચો સ્થાપી “અબ્ભુટ્ઠિઓમિ” કહી વાંદે, પછી ખમાસમણ દઈ “ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક મુહપત્તિ પડિલેહું” કહી જરા વિરામ લઇ “ઇચ્છં”, કહી મુહપત્તિ પડિલેહ-

ણાના પચ્ચીસ અને અંગ પડિલેહણાના પચ્ચીસ મળી પચ્ચાસ બોલથી મુહપત્તિ પડિલેહી એક ખમાસમણ દઇ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાહું ? ઇચ્છં, " કહી સમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક ઠાઉં ? ઇચ્છં", કહી મસ્તક થોડું નમાવી બે હાથ જોડી ત્રણ નવકાર ગણી " ઇચ્છાકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી " કહેવું, ગુરૂ અથવા વડિલ હોય તો તેમની પાસે, નહિતો પોતે ત્રણ વખત કરેમિભંતે—સામાયિકસૂત્ર ઉચ્ચરે. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયં પડિક્કમામિ ? ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં " કહી ઇરિયાવહિયં૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી, એક લોગસ્સનો કાઉસ્સગ્ગ "ચંદેસુનિમ્મલયરા' સુધીનો કરે ( લોગસ્સનો ન કરે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરે) કાઉસ્સગ્ગ "નમો અરિહંતાણં" બોલીને પારી, પ્રગટ લોગસ્સ કહે. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે સંદિસાહું ? ઇચ્છં, " ખમાસમણ દઇ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે ઠાઉં ? ઇચ્છં, કહી, કટાસણું પાથરી તે ઉપર બેસી " ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય સંદિસાહું ? ઇચ્છં ", ખમા-

સમણ દઇ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં ? ઇચ્છં, " કહી ઉભા થઇ આઠ નવકાર ગણે, પછી સજ્ઝાય ધ્યાન કરે.

જો શિયાળાનો દિવસ હોય અને ઉતરાસંગ જોઇતો હોય તો ખમાસમણ દઈ " ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ પાંગરણ સંદિસાહું ? ઇચ્છં " ખમાસમણ દઇ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પાંગરણ પડિગ્ગહું ? ઇચ્છં " કહી તે વસ્ત્ર લે.

સામાયિકમાં પોષધમાં કોઇ સામાયિક અથવા પોષધવાળા શ્રાવક વાંદે તો "વંદામો" એમ કહેવું, અને બીજા શ્રાવકો વાંદે તો " સજ્ઝાય કરેહ " એમ કહેવું.

ઇતિ સામાયિક લેવાની વિધિ ॥

---

## સામાયિક પારવાનો વિધિ ॥

પ્રથમ ચરવલો મુહપત્તિ લઈ ઉભા થઇ એક ખમાસમણ દઈ[1] " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, " કહી મુહપત્તિ પડિલેહી,

---

૧ સામાયિક લીધા પછી દીવાની કે વીજલીની ઉજેહી પડી હોય નિદ્રા પ્રમાદ વિકથા કરી હોય તો ઇરિયાવહી૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી પછી ખમાસમણ દઇ મુહપત્તિ પડિલેહે.

ખમાસમણુ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારૂં ?[1] યથા શક્તિ" કહી ખમાસમણુ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારેમિ[2] ? તહત્તિ" કહી અડધા નમી ત્રણ નવકાર ગણી ગોઠણ નીચા રાખી મસ્તક નમાવી જમણો હાથ ચરવલા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપી "ભયવં દસણણ ભદ્દો" આદિ ગાથા કહે.

ઇતિ સામાયિક પારવાનો વિધિ ॥

---

## ચૈત્યવંદન કરવાનો વિધિ ॥

પ્રથમ ત્રણ ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ?" ઇચ્છં કહી ચૈત્યવંદન૦ જંકિંચિ૦ કહી "નમુત્થુણં" બે કોણી પેટ ઉપર રાખી બે હાથ જોડી અંજલી કરી કહેવું, પછી બે હાથ પોલા જોડી માથા સુધી ઉંચા રાખી[3] "જાવંતિ ચેઇ આઇં" કહી ખમાસમણ દઇ "જાવંત કેવિસાહૂ" કહી અંજલી કરી નમોઽર્હત્૦ કહી સ્તવન અથવા ઉવસગ્ગહરં કહેવું, પછી બે હાથ પોલા જોડી માથા

---

૧ ગુરૂ હોયતો આના ઉત્તરમાં "પુણો વિ કાયવ્વો" કહે.

૨ ગુરૂ હોયતો આના ઉત્તરમાં "આયારો ન મુત્તવ્વો" કહે.

૩ આને મુક્તાશુક્તિ મુદ્રા કહે છે.

સુધી ઉંચા રાખી "જયવિરાય" કહેવા, પછી ઉભા થઇ "અરિહંત ચેઇઆણું૰ અન્નત્થ૰" કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી "નમોઅરિહંતાણું" કહીને પારી, "નમોઽર્હત્" કહી સ્તુતિ–થોય કહેવી.

---

## ગુરૂવંદન કરવાનો વિધિ ॥

પ્રથમ બે ખમાસમણુ દઇ નીચે મુજબ સુખશાતા પુછવી. "ઇચ્છકાર સુહરાઇ,[1] સુહ દેવસી[2], સુખ તપ, શરીર નિરાબાધ, સુખ સંજમ જાત્રા નિર્વહો છોજી ? સ્વામી સાતા છેજી ? ભાત પાણીનો લાભ દેજોજી" કહી પછી ખમાસમણુ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર રાઇઅ[3] ખામેઉં ? કહી નીચે હાથ સ્થાપી અબ્ભુટ્ઠિઓ કહેવો.

---

૧ બપોરના બાર વાગ્યા પહેલાના વખતમાં કહેવું,
૨ બપોરના બાર વાગ્યા પછીના વખતમાં કહેવું,
૩ બપોર પછીના વખતમાં "દેવસીઅં" કહેવું.

# અથ રાઈ પ્રતિક્રમણ વિધિ ॥

પ્રથમ સામાયિક લેવું, પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં," એમ કહી પંચાંગ પ્રણિપાતે જયઉ સામિ જયઉ સામિ–સકલ તિર્થંકર નમસ્કાર ચૈત્યવંદન, જંકિંચિ, આદિ જયવીયરાય પર્યન્ત કરવું. પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણી રાઇપાયચ્છિત વિસોહણ-ત્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં," કહી, "કુસુમિણ કુસુ-મિણ ઉડ્ડાવણી રાઇ પાયચ્છિત વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં" અન્નત્થ કહી, (કામભોગાદિનાં તે રાત્રિએ દુઃસ્વપ્ન આવ્યાં હોય તો "સાગરવર ગંભીરા" સુધી અને બીજા દુઃસ્વપ્ન આવ્યા હોય અથવા ન આવ્યા હોય તો "ચંદેસુ નિમ્મલયરા" સુધી) ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી, પ્રગટ લોગસ્સ કહેવો. પછી આચાર્યાદિ ચારને થોભવંદન કરવું. પછી ગોઠણ ભૂમિપર રાખી માથું નમાવી ડાબે હાથે મુહપત્તિ રાખી જમણો હાથ નીચે સ્થાપી "સવ્વસ્સવિ રાઇય" પાઠ કહેવો પછી નમુત્થુણં૦, કહી ઉભા થઇ કરેમિ ભંતે૦, પછી ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જોમે રાઇઓ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી ચારિત્ર શુદ્ધિ નિમિત્તે એક લોગસ્સ

અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પ્રગટ લોગસ્સ કહી, સવ્વલોએ અરિહંત ચેઇઆણું કરેમિ કાઉસ્સગ્ગં૦ અન્નત્થં૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ જ્ઞાનાચાર શુદ્ધિ નિમિત્તનો કરી, પુખ્ખરવરદ્દી૦ સુઅસ્સ ભગવઓ૦ વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી કાઉસ્સગ્ગ કરે કાઉસ્સગ્ગમાં અજુણા ચાર પ્રહર ચિંતવે અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરે. પછી સિદ્ધાણું બુદ્ધાણું૦ કહી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી. પછી બે વાંદણાં[1] દેવાં. પછી "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ રાઇઅં આલોઉં ? ઇચ્છં આલોએમિ જો મે રાઇઓ૦" નો પાઠ કહેવો પછી રાત્રીસંબંધિ–અતિચાર–સાત લાખ, અઢાર પાપસ્થાનક, આલોયણ કહી સવ્વસ્સવિ રાઇય૦ કહે અને આલોવ્યા અતિચારનું પ્રાયશ્ચિત્ત

---

૧ વાંદણા દેવાની વિધિ—"ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ અણુજાણહ મે મિઉગ્ગહં" એ પદથી અવગ્રહમાં પેસવા માટે આજ્ઞા માગી ત્યાં મસ્તક નમાવતાં અને "નિસીહિ" પદ બોલતાં અવગ્રહમાં પ્રવેશ કરી સંડાસા પ્રમાર્જન કરતાં ઉભડક બેસી જમણા હાથમાં મુહપત્તિ લઈ તે વડે લલાટની જમણી બાજુથી પ્રમાર્જતાં જતાં આખું લલાટ ડાબો હાથ કોણી સુધી પ્રમાર્જવું, તેવીજ રીતે ડાબા હાથમાં મુહપત્તિ લઈ ડાબી બાજુએથી

માંગે, અંતે "ઇચ્છં તસ્સ મિચ્છામિ દુક્કડં" કહી પ્રમાર્જન કરતાં આસન ઉપર બેસતાં[1] જમણો ગોઠણ ઉંચો અને ડાબો ગોઠણ નીચે રાખી "ભગવન્ સૂત્ર ભણું ? ઇચ્છં," કહી ત્રણ નવકાર ગણી કરેમિ ભંતે કહે પછી "ઇચ્છામિ પડિક્કમિઉં જો મે રાઇઓ૦" કહી વંદિતુ[2] કહેવું. ૪૩ મી ગાથાએ "અબ્ભુટ્ઠિ-

---

પુંજી મુહપત્તિ આગળ રાખવી, તેની મધ્યમાં ગુરૂચરણની કલ્પના કરી અહો-કાયં-કાય-આદિ પદ બોલતાં બે હાથે આવર્ત કરતાં જરા નીચે નમતાં પછી અંજલી કરવી, ગુરૂ સન્મુખ દૃષ્ટિ સ્થાપન કરી "ખમણિજ્જો ભે કિલામો" પાઠ કહે, પછી ઉપર પ્રમાણેજ "જત્તા ભે" આદિ પાઠ બોલતાં ઉભા થઇ પગ અને ભુમિ પુંજી અવગ્રહની બહાર નીકળી પોતાના સ્થાને આવી બાકી "આવસ્સિઆએ" આદિ પાઠ કહે.

બીજી વારના વાંદણામાં "આવસ્સિઆએ" પાઠ ન કહેવું. તથા રાઇપ્રતિક્રમણમાં "દેવસીય"ની જગ્યાએ "રાઇય" પાઠ કહેવો. તેવીજ રીતે પખ્ખીમાં "પખ્ખો" ચઉમાસીમાં "ચઉમાસી" સંવત્સરીમાં "સંવત્સરો" પાઠ કહેવો.

૧ આ સૂત્ર વીરાસનથી ગણવાનું છે તે ન આવડે તો ઉપર કહ્યા પ્રમાણે આસન રાખવું.

૨ રાઇપ્રતિક્રમણમાં જે ઠેકાણે "દેવસીય" પદ આવતું હોય ત્યાં "રાઇઅ" પદ કહેવું.

ઓમિ " પદ કહેતાં ઉભા થઈ વંદિતુ પુરૂં કરી બે વાંદણાં દેવાં. પછી અવગ્રહમાંજ રહી "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ અબ્ભુઠ્ઠિઓમિ અબ્ભિંતર રાઇયં ખામેઉં ? ઇચ્છં " કહી સંડાસાપૂર્વક ગોઠણ જમીનને સ્થાપી બન્ને હાથ પડિલેહી મુહપત્તિ ડાબા હાથમાં રાખી જમણો હાથ ગુરૂ સન્મુખ નીચો સ્થાપી જંકિંચિ અપ્પ૦ કહે, પછી અવગ્રહની બહાર નીકળી બે વાંદણા દેવાં, પછી " આયરિઅ ઉવજ્ઝાએ૦" કહેવું. પછી કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી કાઉસ્સગ્ગ કરે તેમાં શ્રી વીરકૃત છમાસી તપ ચિંતવવો, તપ ચિંતવતાં ન આવડે તો છ લોગસ્સ અથવા ચોવીશ નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહે. પછી છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહી બે વાંદણા દઇ "સકલતીર્થ નમસ્કાર " કહેવું. પછી આદેશ માંગી યથાશક્તિ પચ્ચખ્ખાણ ધારવું, પછી ઇચ્છામો અણુસઠ્ઠિં" કહી નમોઽર્હત્૦ કહી "પરસમય તિમિરતરણિં" ની ત્રણ ગાથા અને સ્ત્રીઓને "સંસારદાવા "ની ત્રણ ગાથા કહેવી, પછી નમુત્થુણં૦ કહી ઉભા થઇ અરિહંત ચેઇઆણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગં કરી પારી નમોઽર્હત્૦ કહી પાર્શ્વનાથની સ્તુતિ જોડામાંથી પહેલી સ્તુતિ કહે, પછી લોગસ્સ૦

સ૦વલોએ અરિહંત૦ અન્નત્થ૦ કહી નવકારનો કાઉસ્સગ્ગ કરી બીજી સ્તુતિ કહે, પછી પુખ્ખરવર૦ સુઅસ્સ૦ કરેમિ૦ વંદણ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી ત્રીજી સ્તુતિ કહે, પછી સિદ્ધાણં૦ વેયાવચ્ચ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત્ કહી ચોથી સ્તુતિ કહી, બેસીને નમુત્થુણં૦ કહી આચાર્યાદિને ખમાસમણપૂર્વક વાંદે.[1]

અહીં સુધી રાઇ પ્રતિક્રમણ વિધિ છે પણ જો સ્થિરતા હોય તો સીમંધરસ્વામી અને સિદ્ધાચળનું ચૈત્યવંદન કરે, તેની વિધિ–પ્રથમ ત્રણ ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં," કહી સીમંધર સ્વામિનું ચૈત્યવંદન કહી જંકિંચિ૦ નમુત્થુણં૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્૦ કહી સીમંધર સ્વામીનું સ્તવન કહે પછી જયવિયરાય૦ અરિહંત ચેઇઆણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી સીમંધર સ્વામીની સ્તુતિ કહે. તેવીજ રીતે ત્રણ ખમાસમણ પૂર્વક સિદ્ધાચલનું ચૈત્યવંદન૦ જંકિંચિ૦ નમુત્થુણં૦ જાવંતિ૦ જાવંત૦

---

૧ વિધિપ્રપા–સામાચારીશતક–શ્રાવકવિધિ પ્રકાશ–વગેરે ઘણા વિધિવાદના ગ્રન્થોમાં " અઢ્ઢાઇ જેસુ દિવસ્સ મુહેસુ " પાઠ કહેવાનો કહ્યો નથી, તેથી તે પાઠ અને તે કહેવાની વિધિ લખી નથી.

નમોઽર્હત્‌૦ સ્તવન૦ જયવિયરાય૦ અરિહંત ચેઇ-આણું૦ અન્નત્થ૦ કાઉસ્સગ્ગ કરી સ્તુતિ૦ કહે.[૧] પછી સામાયિક પારવાની વિધિથી સામાયિક પારવું

ઇતિ રાઇ પ્રતિક્રમણ વિધિ ॥

---

૧. અહીં સુધી રાઈ પ્રતિક્રમણ વિધિ સંપૂર્ણ થાય છે પણ સામાયિક પાર્યા પહેલા સ્થાપનાચાર્યની પડિલેહણ કરવી જોઇએ એ પ્રાચીન પ્રથાને લઇને તે વિધિ કહે છે. પ્રથમ ખ-માસમણ દઇ "ઈચ્છાકારેણ સંદિ૦ ભ૦ પડિલેહણ સંદિ-સાહું ? ઇચ્છં" કહી બીજું ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહે. પછી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સં૦ ભ૦ અંગ પડિલેહણ સંદિ-સાઉં ? ઇચ્છં," ખમાસમણ દઇ "ઈચ્છા૦ સં૦ ભ૦ અંગ પડિલેહણ કરૂં ? ઇચ્છં," કહી ધોતિયું કંદોરો પડિલેહે પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ પસાય કરી પડિ-લેહણા પડિલેહાવોજી" એમ કહી સ્થાપનાચાર્ય પડિલેહે, પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ મુહપત્તિ પડિ-લેહું ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહે પછી ખમાસમણ દઈ "ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ પડિલેહણ સંદિસાઉ ? ઇચ્છં," ખમાસમણ દઈ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ પડિલેહણ કરૂં ? ઇચ્છં," એમ કહી કંબલ વસ્ત્રાદિ પડિલેહે પછી પૌષધશાળા પ્રમાર્જી કાજો વિધિપૂર્વક પરઠવી ખમાસમણ દઈ ઇરિયાવહી પડિક્કમી તસ્સ૦ અન્નત્થ૦ કહી લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી

# અથ દેવસિ પ્રતિક્રમણ વિધિ ॥

પ્રથમ સાયંકાલીય સામાયિક લેવું. એટલું વિશેષ છે કે પ્રગટ લોગસ્સ કહ્યાં બાદ ખાવાવાળાએ મુહપત્તિ પડિલેહીને બે વાંદણા દેવા, તિવિહાર ઉપવાસવાળાએ મુહપત્તિ પડિલેહવી પણ વાંદણા ન દેવા, ચઉવિહાર ઉપવાસવાળાએ મુહપત્તિ પડિલેહવી નહિ અને વાંદણા પણ ન દેવા. પછી ત્રણ ખમાસમણ દઇ "પંચાંગ પ્રણિપાતથી (બન્ને ઢીંચણ જમીનપર સ્થાપી) ઇચ્છં," કહી જયતિહુઅણની પાંચ ગાથા પહેલી અને બે ગાથા અંતની એમ સાત ગાથા કહેવી પછી જયમહાસય કહી નમુત્થુણં૦ કહેવું પછી ઉભા થઈ અરિહંત ચેઇઆણં૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોऽર્હત્૦ કહી, પહેલી થોય કહેવી, પછી લોગસ્સ૦ સવ્વલોએ૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, બીજી થોય કહેવી. પછી પુક્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ૦

---

પ્રગટ લોગસ્સ કહેવો, આ મૂળ વિધિ છે. આટલી સ્થિરતા ન હોય તો દૃષ્ટિ પડિલેહણ તો અવશ્ય કરવી, વર્તમાનમાં દૃષ્ટિ પડિલેહણનો વિધિ છે.

અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, ત્રીજી થોય કહેવી, પછી સિદ્ધાણં બુદ્ધાણં૦ વેયાવચ્ચ ગરાણં૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી ચોથી થોય કહેવી, પછી બેસી નમુત્થુણં કહેવું. પછી ઉભા થઇ ચાર ખમાસમણ પૂર્વક આચાર્યમિશ્ર આદિ ચારને વાંદે, પછી ગોઠણે બેસી મસ્તક નમાવી હાથ નીચે સ્થાપી સ૦વસ્સવિ દેવસિય૦ કહે.[1] પછી ઉભા થઈ કરેમિભંતે૦ ઇચ્છામિ ઠામિકાઉસ્સગ્ગં જો મે દેવસિઓ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી, કાઉસ્સગ્ગ કરે, કાઉસ્સગ્ગમાં "આજૂણા ચઉપ્રહરમેં" કહે તે ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરે, પછી કાઉસ્સગ્ગ પારી, પ્રગટ લોગસ્સ૦ કહેવો. પછી પ્રમાર્જન પૂર્વક ઉભડક બેસી ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહી ઉભા થઇને બે વાંદણા દેવાં, તેમાં બીજા વાંદણા વખતે અવગ્રહ બહાર નીકળવું નહિ, પણ અવગ્રહમાં રહીને "ઇચ્છા૦ સંદિ૦ ભ૦ દેવસિયં આલોઉં ? ઇચ્છં, " કહી જોમે દેવસિઓ અઇઆરો૦ કહેવો. પછી અતિચાર—સાતલાખ, અઢાર પાપસ્થાનક, આલોયણ કહેવા, પછી સ૦વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ૦ કહી સંડાસા

---

૧ પ્રતિક્રમણમાં દરેક આદેશ વડીલજ માગે, તેઓ ન ન હોય તો શ્રાવક પોતે માગે, આ વાત સર્વત્ર જાણવી.

પ્રમાર્જી વીરાસને બેસી "ભગવન્! સૂત્ર ભણું! ઇચ્છં," કહી, ત્રણ નવકાર ગણી ત્રણ કરેમિ ભંતે૦ ઇચ્છામિ પડિક્કમિઉં જો મે દેવસિઓ૦ કહી વંદિતુ કહે, તેમાં ૪૩ મી ગાથાએ "અબ્ભુટ્ઠિઓમિ" એ પદ બોલતા ઉભા થવું, અને અવગ્રહ બહાર જઇને વંદિતુ પુરૂ કરવું, પછી બે વાંદણા દેવા, બીજા વાંદણા વખતે અવગ્રહમાં ઉભા રહી ત્યાંજ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં ? ઇચ્છં ખામેમિ દેવસિઅં" કહીને જમણો હાથ ચરવલા ઉપર સ્થાપી "જંકિંચિ અપત્તિઅં" ઇત્યાદિ પાઠ બોલી અબ્ભુટ્ઠિઓ ખામવો. પછી બે વાંદણા દેવાં. બીજુ વાંદણું પુરૂં થાય ત્યારે અવગ્રહની બહાર નીકળી "આયરિઅ ઉવજ્ઝાએ" કહેવું. પછી કરેમિભંતે૦ ઇચ્છામિ ઠામિ૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી ચારિત્ર શુદ્ધિનિમિત્તનો બે લોગસ્સ[1] અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પારી, લોગસ્સ૦ કહે પછી સવ્વલોએ અરિહંત ચેઇઆણં૦ વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી, દર્શનશુદ્ધિ નિમિત્તનો એક લોગસ્સ અથવા ચાર નવકારનો

---

૧ શાન્તિ કે ખરાબ સ્વપ્નના કાઉસ્સગ્ગ શિવાય બીજી બધી જગ્યાએ લોગસ્સના જ્યાં જ્યાં કાઉસ્સગ્ગ આવે ત્યાં ત્યાં "ચંદેસુ નિમ્મલયરા" સુધીજ ગણવાનું ધ્યાનમાં રાખવું.

કાઉસ્સગ કરી, પારી, પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ૦ વંદણ૦ અન્નત્થ૦ કહી જ્ઞાન શુદ્ધિ નિમિત્તનો એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, સિદ્ધાણં૦ કહી "સુઅ દેવવઆએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી શ્રુતદેવતાની સ્તુતિ કહે. પછી ખિત્તદેવઆએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી ક્ષેત્રદેવતાની સ્તુતિ કહે. પછી એક નવકાર ગણી ઉભડક બેસી મુહપત્તિ પડિલેહવી. પછી બે વાંદણા દઇ પચ્ચખ્ખાણ ન કર્યું હોય તો પચ્ચખ્ખાણ કરે. પછી અવગ્રહમાંજ ઉભાઉભા ઇચ્છામો અણુસટ્ઠિં એમ કહી, બેસીને નમોખમાસમણાણં, નમોઽર્હત્૦ઇત્યાદિ પાઠ કહી "નમોસ્તુ વર્દ્ધમાનાય૦[1] કહે પછી નમુત્થુણં૦ કહી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ સ્તવન ભણું? ઇચ્છં," કહી બીજું ખમાસમણ દઇ "ઇચ્છા૦ સંદિ૦ ભ૦ સ્તવન સાંભળું? ઇચ્છં," કહી નમોઽર્હત્૦ કહી સ્તવન કહે. પછી "વરકનક"[2] કહી ત્રણ ખમાસમણ પૂર્વક આચાર્યાદિ વંદન કરે,

૧. અહીં સ્ત્રી હોય તો તે સંસારદાવાની ત્રણ થોય કહે.

૨. સ્તવનની અગીયાર ગાથાથી ઓછી ગાથા હોય તો "વરકનક" કહેવાનો સંપ્રદાય છે.

પછી ખમાસમણુ દઇ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણુત્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી ચાર લોગસ્સ અથવા સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરી. પારી, પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમાસમણુ દઇ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ખુદ્દોવદ્દવ ઉડ્ડાવણુત્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી ચાર લોગસ્સ અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરે, પારી, પ્રગટ લોગસ્સ કહે. પછી ખમાસમણુ દઇ, "ઇચ્છા કારેણુ સં૦ ભ૦ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં," કહી સ્તંભન પાર્શ્વનાથનું ચૈત્યવંદન જંકિંચિ૦ નમુત્થુણું૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્૦ ઉવસ્સગ્ગહરં૦ જયવિયરાય૦ કહી ખમાસમણુ દઈ મસ્તક નમાવી "સિરિ થંભણુયટ્ઠિય પાસ સામિણો"ની બે ગાથા કહી "શ્રી સ્તંભન પાર્શ્વનાથજી આરાધવા નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં વંદણુ વત્તિઆએ૦" અન્નત્થ૦ કહી ચાર લોગસ્સ અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહે. પછી "શ્રી ખરતર ગચ્છ શ્રીંગારહાર જંગમ યુગ પ્રધાન ભટ્ટારક દાદાજી શ્રીજિનદત્તસૂરિજી ચારિત્ર ચૂડામણીજી આરાધવા નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં" અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી,પારી, પ્રગટ લોગસ્સ કહે. પછી "શ્રી ખરતર ગચ્છ શ્રીગારહાર જંગમયુગ પ્રધાન ભટ્ટારક

દાદાજી શ્રી જિનકુશલસૂરિજી ચારિત્ર ચૂડામણીજી આરાધવા નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં” અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહે, પછી બેસી ડાબો પગ ઉંચો રાખી ખમાસમણુ દઇ “ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરૂં? ઇચ્છં,” કહી ચઉક્કસાય કહેવું, પછી નમુત્થુણંથી જયવિયરાય સુધી કહેવું, પછી લઘુશાન્તિ એક શ્રાવક કહે, બીજા સાંભળે. પછી દીવો અથવા વીજળીનો પ્રકાશ પડયો હોય તો ઇરિયાવહિયા૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહેવો પછી સામાયિક પારવાની વિધિથી સામાયિક પારે, પછી એક સ્તવન દાદાજીનું કહે.

ઇતિ દેવસી પ્રતિક્રમણ વિધિ ॥

---

## અથ પક્ખિ પ્રતિક્રમણ વિધિ॥

પ્રથમ દેવસિક પ્રતિક્રમણમાં વંદિતું કહી રહીએ ત્યાં સુધી સર્વ કહેવું, પણ ચૈત્યવંદન જયતિહુઅણનું સંપૂર્ણ કહેવું અને થોય પાર્શ્વનાથની દ્રેંદ્રેંકિધપમપ અથવા ચૌદશની થોય કહેવી૦ પછી ખમાસમણ દઈ “દેવસી આલોઇઅ પડિક્કંતા ઇચ્છા૦ સં૦ ભ૦ પક્ખિ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં,” એમ કહી મુહ-

પત્તિ પડિલેહી, બે વાંદણાં દેવા. વાંદણામાં " પખ્ખો-વઇકંતો" કહેવું પછી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સં૦ ભ૦ સંબુદ્ધા ખામણેણં અબ્ભુટ્ઠિઓહં અબ્ભિંતર પખ્ખિયં ખામેઉં ? ઇચ્છં, ખામેમિ પખ્ખિઅં, પન્નરસ્સ દિવસાણં પન્નરસ્સ રાઇઆણં જંકિંચિ અપત્તિઅં૦"ના પાઠ પૂર્વક વાંદે. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સં૦ ભ૦ પખ્ખિયં આલોઉં ? ઇચ્છં, આલોએમિ જો મે પખ્ખિઓ અઇઆરો૦" કહી " ઇચ્છાકારેણ સં૦ ભ૦ પખ્ખિ અતિચાર આલોઉં ? ઇચ્છં," કહી બૃહત્ અતિચાર કહેવા. અંતે "એવંકારે શ્રાવક તણે ધર્મે શ્રી સમ્યકત્વ-મૂળ બાર વ્રતે એકસો ચોવિસ અતિ-ચાર માંહે જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય તે સર્વે હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં" કહી "સવ્વ-સ્સવિ પખ્ખિઅ દુચ્ચિંતિઅ૦ કહી " ઇચ્છાકારી ભગવન્! પસાય કરી પખ્ખિ તપ પ્રસાદ કરોજી " એમ કહી આવી રીતે કહે "ચઉત્થેણં એક ઉપવાસ, બે આયંબિલ, ત્રણ નીવિ, ચાર એકાસણાં, આઠ બેઆસણાં, બેહજાર સજ્જાય, યથાશકિત તપ કરી પહોંચાડવો" પછી તપ કર્યો હોય તો " પઇટ્ઠિઓ " કહેવો, તપ કરવો હોય તો "તહત્તિ" કહેવું, તથા ન કરવો હોય તો મૌન રહેવું. પછી બે વાંદણા દેવાં. પછી

"ઇચ્છા૦ સંદિ૦ ભ૦ પત્તેઅ ખામણેણું અબ્ભુઠ્ઠિઓમિ અબ્ભિંતર પખ્ખિઅં ખામેઉં? ઇચ્છં, ખામેમિ પખ્ખિઅં, એક પખ્ખાણું પન્નરસ રાઇંદિઆણું જંકિંચિ અપત્તિઅં૦" કહી ખામે. પછી બે વાંદણાં દેવાં, પછી ખમાસમણ દઇ "દેવસિઅ આલોઇઅ પડિક્કંતા ઇચ્છાકારેણ અં૦ ભ૦ પખ્ખિઅં પડિક્કમામિ? ઇચ્છં," કહી કરેમિભંતે૦ ઇચ્છામિ પડિક્કમિઉં જો મે પખ્ખિઓ૦ કહેવું. પછી ખમાસમણ દઈ, "ઇચ્છા૦ સં૦ ભ૦ પખ્ખિસૂત્ર પઢું? ઇચ્છં," કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ કહી કાઉસ્સગ્ગમાં ત્રણનવકાર ગણી સાધુ હોયતો પખ્ખીસૂત્ર કહે, સાધુ ન હોય તો ત્રણ નવકાર ગણી શ્રાવકવંદિતુ કહે, અંતે સુયદેવયાની સ્તુતિ કહે, અને અન્ય શ્રાવક કાઉસ્સગ્ગ ધ્યાને સાંભળે. અંતે નમો અરિહંતાણું કહી પારી ઉભા રહી ત્રણ નવકાર કહી બેસી ત્રણ નવકાર ત્રણ કરેમિભંતે કહી "ઇચ્છામિ. પડિક્કમિઉં જો મે પખ્ખિઓ અઇઆરો૦" કહી વંદિતાસૂત્ર કહે. "પડિક્કમે દેસિઅ"ને બદલે પડિક્કમે પખ્ખિઅં૦બોલે પછી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સં૦ભ૦મૂલગુણ ઉત્તરગુણ વિશુદ્ધિ નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છં," કહી કરેમિભંતે૦ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં૦તસ્સ૦ અન્નત્થ૦ કહીને બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, લોગસ્સ ન

આવડે તો અડતાલીસ નવકાર ગણવા. કાઉસ્સગ્ગ પારી, પ્રગટ લોગસ્સ કહેવો. પછી નીચે બેસી મુહપત્તિ પડિલેહી બે વાંદણાં દેવાં. પછી "ઇચ્છા૦ સં૦ ભ૦ સમાપ્ત ખામણેણં અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર પક્ખિઅં ખામેઉં? ઇચ્છં, ખામેમિ પક્ખિઅં, એક પક્ખાણં પન્નરસ રાઇંદિઆણં જંકિંચિ૦ કહી, પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ પક્ખિ ખામણાં ખામું? ઇચ્છં," કહી ચાર ખાંમણાં ખમાસમણ પૂર્વક ત્રણ ત્રણ નવકાર પૂર્વક ખામે, અંતે "ઇચ્છં ઇચ્છામો અણુસટ્ઠિં" કહેવું, પછી બે વાંદણા દેવા. પછીની સર્વ વિધિ દેવસિ પ્રતિક્રમણની જેમ કરવી અને તે પહેલા જ્યાંથી મુકી છે ત્યાંથી શરૂ કરવી, પણ વિશેષમાં શ્રુત દેવતાનો કાઉસ્સગ્ગની "કમલદલની સ્તુતિ" કહેવી અને ભુવણ દેવતાના કાઉસ્સગ્ગની "જ્ઞાનાદિગુણ યુતાનાં"ની સ્તુતિ કહેવી અને ત્રીજી કાઉસ્સગ્ગમાં "યસ્યાઃ ક્ષેત્રં સમાશ્રિત્ય" ની કહેવી. સ્તવનમાં "અજિતશાન્તિ" કહેવું. અને લઘુશાન્તિની જગ્યાએ નમોઽર્હત્ પૂર્વક "બૃહત્ શાન્તિ" કહેવી.

ઇતિ પક્ખિ પ્રતિક્રમણ વિધિ ॥

---

## અથ ચઉમાસી પ્રતિક્રમણ વિધિ ॥

ચૌમાસી પ્રતિક્રમણમાં પખ્ખિ પ્રતિક્રમણ પ્રમાણે સર્વવિધિ છે. પણ એટલું વિશેષ કે જે ઠેકાણે પખ્ખિના શબ્દની જગ્ગાએ ચોમાસી શબ્દ કહેવો. જેમકે "પડિક્કમે ચોમાસીયં સવ્વં"–"ચોમાસીય વઇક્કંતા" "જોમે ચોમાસીઓ અઇઆરો" ઇત્યાદિ. પખ્ખિના બાર લોગસ્સને બદલે વીશ લોગસ્સ અથવા એંસી નવકારનો કાઉસ્સગ્ગ કરવો. અને "છટ્ઠેણં" બે ઉપવાસ, ચાર આયંબિલ, છનીવિ, આઠ એકાસણાં, સોળ બીઆસણાં ચાર હજાર સજ્ઝાય" એ રીતે કહેવું, અને અબ્ભુટ્ઠિઓના ખામવાના પાઠમાં "ચઉન્હં માસાણં, આઠ પખ્ખાણં, એકસો વીશ રાઇંદિઆણં જંકિંચિ અપત્તિઅં૦ કહેવું.

ઇતિ ચઉમાસી પ્રતિક્રમણ વિધિ ॥

---

## અથ સંવત્સરી પ્રતિક્રમણ વિધિ ॥

સંવત્સરી પ્રતિક્રમણમાં પખ્ખિ પ્રતિક્રમણની વિધિ પ્રમાણે સર્વ વિધિ છે. પણ એટલું વિશેષ કે જે ઠેકાણે પખ્ખિના શબ્દ હોય ત્યાં સંવત્સરીનો શબ્દ કહેવો. જેમકે "સંવત્સરો વઇક્કંતો" જોમે સંવત્સરીઓ અઇઆરો કઓ" "સંવત્સરીયં આલોઉં"

" પડિક્કમે સંવત્સરીયં સવ્વં " ઇત્યાદિ. પખ્ખિના બાર લોગસ્સના કાઉસ્સગ્ગને બદલે ચાલીશ લોગસ્સ અને એક નવકાર–અથવા એકસો સાઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તપમાં " અઠ્ઠમેણં એક અઠ્ઠમ, ત્રણ ઉપવાસ, છ આયંબિલ, નવ નીવિ, બાર એકાસણાં ચોવીશ બેઆસણાં, છ હજાર સજ્ઝાય " એ રીતે કહેવું. અને અબ્ભુઠ્ઠિઓના પાઠમાં "એક સંવત્સરે, બારન્હં માસાણં, ચોવીસ પખ્ખાણં, ત્રણસો સાઠ રાઇંદિઆણં જંકિંચિ અપત્તિઅં૦ કહેવું.

ઇતિ સંવત્સરી પ્રતિક્રમણ વિધિ ॥

---

## પોસહ વિધિ ॥

ધર્મની પુષ્ટિને ધારણ કરે તેને પોસહ કહેવાય છે, શ્રાવકના બાર વ્રતમાં અગીયારમું પોસહ વ્રત છે, માટે પર્વ દિવસે પોસહ કરવો, પોસહ કરવાના દિવસે વહેલા ઉઠી, પંચ પરમેષ્ઠિનું સ્મરણ કરી, ગૃહચિંતા ત્યાગી, પોસહના ઉપગરણ લઇ પોસહશાળામાં આવી, ગુરૂનો યોગ હોય તો ગુરૂ સમીપે અથવા સ્થાપનાચાર્ય સમીપે ભૂમિ પ્રમાર્જિ એક ખમાસમણ પૂર્વક ગુરૂવંદન કરે.

## પોસહ લેવાની વિધિ ॥

સ્થાપનાચાર્ય સન્મુખ એક ખમાસમણ દઇ [1]ઇરિયાવહિ પડિક્કમે, પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિ૦ભગ૦ પોસહ મુહપત્તિ પડિલેહું[2] ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહી, ઉભા થઇ ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ પોસહ સંદિસાહું ? ઇચ્છં," ખમાસમણ દઇ "ઇચ્છા૦સં૦ભ૦પોસહ ઠાઉં ? ઇચ્છં," કહી ઉભા થઇ બે હાથ જોડી ત્રણ નવકાર ગણી "ઇચ્છકારી ભગવન્ પસાય કરી પોસહ દંડક ઉચ્ચરાવોજી" એમ કહી પોસહ ઉચ્ચરાવાની આજ્ઞા માંગે ત્યારે, ગુરૂ અથવા વડિલ હોય તો ગુરૂજી અથવા વડિલ પાસે, ન હોય તો પોતે ત્રણ વખત પોસહ પચ્ચખ્ખાણ ઉચ્ચરે.

## પોસહનું પચ્ચખ્ખાણ ॥

કરેમિ ભંતે પોસહં, આહાર પોસહં, દેસઓ સે-

---

૧ જે ઠેકાણે "ઇરિયાવહિ પડિક્કમે" એમ જણાવ્યું હોય ત્યાં ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયં પડિક્કમામિ ? ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં ઇરિ-યાવહિયાએ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦" કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહે.

૨ ગુરૂ હોય તો તેઓ "પડિલેહેહ" એવો આદેશ આપે, દરેક આદેશ ગુરૂ હોય તો તેમની પાસે માંગવા.

ઠ્વઓવા, શરીર સક્કાર પોસહં સ૦વઓ, બંભચેર પોસહં સ૦વઓ, અ૦વાવાર પોસહં સ૦વઓ, ચઉ-ઠ્વિહે પોસહં, સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ, જાવ[1] દિવસં અહોરત્તિં વા પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણું, મણેણું, વાયાએ, કાએણું, ન કરેમિ, ન કારવેમિ, તસ્સભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ અપ્પાણું વોસિરામિ.

પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ સામા-યિક મુહપત્તિ પડિલેહું? ઇચ્છં," કહી મુહપત્તિ પડિ-લેહી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ સામાયિક સંદિસાહું? ઇચ્છં," ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ સામાયિક ઠાઉં? ઇચ્છં," કહી ત્રણ નવકાર ગણી "ઇચ્છકારી ભગવાન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી" કહી ત્રણ વખત કરેમિભંતે[2] ઉચ્ચરે.

---

૧. આઠ પ્રહરનો પોસહ હોય તો "જાવ અહોરત્તિં" દિવસના ચાર પહોરનો પોસહ હોય તો "જાવ દિવસં" અને સાંજે રાત્રિનો પોસહ લેવો હોય તો "સેસ દિવસં અહોરત્તિં" પાઠ કહેવો.

૨ પોસહની અંદર કરેમિભંતેનો પાઠ ઉચ્ચરવો હોય કે બોલવો હોય ત્યારે "જાવનિયમં પજ્જુવા સામિ" ને બદલે "જાવ પોસહ પજ્જુવાસામિ" પાઠ બોલવો.

પછી ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ સજ્જાય સંદિસાહું ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ સજ્જાય કરૂં ? ઇચ્છં," કહી ઉભા થઇ આઠ નવકાર ગણે, પછી ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ બેસણે સંદિસાહું ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ બેસણે ઠાઉં ? ઇચ્છં." કહી ખમાસમણુ દઇ "ઇચ્છાકારેણ સં૦ ભ૦ પાગરણું પડિગ્ગહું ? ઇચ્છં,"[1] ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ બહુવેલં સંદિસાહું ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ બહુવેલ કરૂં ? ઇચ્છં," ઉપર પ્રમાણે પોસહ લઇ પ્રતિક્રમણ ન કર્યું હોય તો પ્રતિક્રમણ કરે. પછી પ્રાતઃકાળની પડિલેહણ કરે.

## પ્રાત:કાલની પડિલેહણ વિધિ ॥

ખમાસમણુ દઇ ઇરિયાવહિ પડિક્કમે પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સં૦ ભ૦ પડિલેહણ સંદિસાહું ? ઇચ્છં," ખમા. "ઇચ્છા૦ સં૦ ભ૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ અંગ પડિલેહણ સંદિસાહુ ? ઇચ્છં," ખમા. "ઇચ્છા૦ સં૦ ભ૦ અંગ પડિલેહણ કરૂં ? ઇચ્છં," કહી મુહપત્તિ, આસન, ચરવલો, કંદોરો, ધોતીયું એ

---

૧ રાઇ પ્રતિક્રમણ કરવું બાકી હોય તો બહુવેલનો આદેશ કર્યા પછી લેવો.

પાંચ ઉપગરણની પડિલેહણ કરે, પછી ખમા૦ "ઇચ્છ-કારી ભગવન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી ? ઇચ્છં," કહી "શુદ્ધસ્વરૂપના ધારક ગુરૂ" ના પાઠથી સ્થાપનાચાર્યની પડિલેહણ કરે, બાદ ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઉપાધ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઓહિ પડિલેહણ સંદિસાહું ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઓહિ પડિલેહણ કરૂં ? ઇચ્છં," કહી કાંબલી ઉતરાસંગ આદિ બીજા વસ્ત્રોની પડિલેહણ કરે બાદ જયણા પૂર્વક કાજો કાઢે તેને જોઇ એકાન્તમાં પરઠવે, પછી ખમાસમણ દઈ ઇરિયાવહિ પડિક્કમી ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ સજ્જાય સંદિસાહું ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ સજ્જાય કરૂં ? ઇચ્છં," કહી એક નવકાર ગણી ઉપદેશમાળા પોસહ સજ્જાય કહે

---

## ઉપદેશમાલા પોસહ સજ્જાય ॥

જગ ચૂડામણિ ભૂઓ, ઉસભોવીરો તિલોય સિરિ તિલઓ ॥ એગો લોગાઇચ્ચો, એગો ચખ્ખુ તિહુઅ-ણુસ્સ ॥૧॥ સંવચ્છર મુસભ જિણો, છમ્માસે વદ્ધમાણ જિણચંદો ॥ ઇહ વિહરિયા નિરસણા, જએજઝએઓવ માણેણં ॥૨॥ જઇતા તિલોયનાહો, વિસહઇ બહુયાઇ

અસરિસ જણુસ્સ ॥ ઇય જીયંતકરાઇ, એસ ખમા સવ્વ સાહૂણં ॥૩॥ ન ચઇજ્જિજઇ ચાલેઉં, મહઈ મહા-બદ્ધ માણુ જિણુચંદો ॥ ઉવસગ્ગ સહસ્સેહિં વિ, મેરૂ જહા વાય ગુંજાહિ ॥૪॥ ભદ્દો વિણીય વિણઓ, પઢમ ગણુહરો સમત્ત સુયનાણી ॥ જાણંતો વિ તમત્થં, વિમ્હય હિયઓ સુણુઇ સવ્વં ॥૫॥

પછી એક નવકાર ગણે પછી ગુરૂનો જોગ હોય તો દ્વાદશાવર્ત્ત વંદન પૂર્વકગુરૂને વાંદે અને રાઇ મુહપત્તિ પડિલેહે, તેની વિધિ નીચે પ્રમાણે છે.

---

## દ્વાદશાવર્ત ગુરૂ વંદન વિધિ તથા રાઈમુહપત્તિ પડિલેહણુ વિધિ ॥

ગુરૂની સામે ખમાસમણુ દઇ ઇરિયાવહિ પડિક્કમિ ખમા૦ દઈ "ઇચ્છા૦ સં૦ ભ૦ રાઇ મુહપત્તિ પડિ-લેહું ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહિ બે વાંદણા૦ દેવા, પછી "ઇચ્છા૦ સં૦ ભ૦ રાઇયં આલોઉં ? ઇચ્છં, આલોએમિ જોમે રાઇઓ૦ કહી, ત્રણ ખમા-સમણ દઇ "ઇચ્છકારી સુહરાઇ૦" કહી અબ્ભુઠ્ઠિઓ ના પાઠથી ગુરૂને વાંદે પછી પચ્ચખ્ખાણનો આદેશ માંગે, પચ્ચખ્ખાણુ કરી ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦

બહુવેલ સંદિસાહુ ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સ૦ ભ૦ બહુવેલ કરૂં ? ઇચ્છં."

પછી મંદિરમાં જાય અથવા ધર્મધ્યાન કરે ગુરૂજી વ્યાખ્યાન વાંચતાં હોય તો વ્યાખ્યાન સાંભળે. સૂર્યોદય પછી છ ઘડી દિવસ ચડે બાદ ઉગ્ઘાડા પોરિસિ ભણાવે તેની વિધિ નીચે પ્રમાણે છે.

---

## ઉગ્ઘાડા પોરિસિ વિધિ ॥

ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઉગ્ઘાડા પોરિસિ ભણાવું ? ઇચ્છં," કહી ઇરિયાવહી પડિક્કમે પછી ખમાસમણ દઇ "ઈચ્છા૦ સં૦ ભ૦ ઉગ્ઘાડા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં," કહી મુહપત્તિની પડિલેહણ કરે.

પછી વખત હોય તો સજ્ઝાય ધ્યાન કરે. મધ્યાન્હે કાલવેલાએ દેરાસરમાં અથવા ઉપાશ્રયમાં દેવવંદનની વિધિથી આઠ થોઇએ દેવવંદન કરે.

---

## દેવવંદન વિધિ.

ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં," કહી ચૈત્યવંદન કરી નમુત્થુણં કહી

ખમાસમણુ દઇ ઇરિયાવહિ પડિક્કમે પછી ખમા૦ " ઇચ્છા૦ સં૦ ભ૦ ચૈત્યવંદન ? ઇચ્છં, " કહી ચૈત્યવંદન કરી જંકિંચિ૦ નમુત્થુણં૦ કહી ઉભા થઈ અરિહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી નમોઽર્હત્૦ કહી પહેલી થોઈ કહી, લોગસ્સ૦ સવ્વલોએ અરિહંત ચેઈઆણં વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, બીજી થોઈ કહી, પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, ત્રીજી થોઇ કહી, સિદ્ધાણં બુદ્ધાણં૦ વેયાવચ્ચગરાણં૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી ચોથી થોઈ કહેવી; પછી બેસી નમુત્થુણં૦ કહી, ઉભા થઈ અરિહંત ચેઇઆણં૦ કહી ઉપરની જેમ ચાર થોઇએ દેવવંદન કરી, નીચે બેસી નમુત્થુણં૦ કહી જંકિંચિ૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્૦ સ્તવન૦ જયવિયરાય૦ કહી નમુત્થુણં કહી અંતે "સવ્વે તિવિહેણ વંદામિ" કહે, ઇતિ પાંચ શક્રસ્તવે દેવવંદન વિધિ.

પછી પાણી આદિ વાપરવું હોય તો પચ્ચખ્ખાણ પારી, પાણી આદિ વાપરે.

---

## પચ્ચખ્ખાણ પારવાની વિધિ ॥

ખમાસમણ દઈ ઇરિયાવહિ પડિક્કમિ ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ પચ્ચખ્ખાણ પારવા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહિ ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ પચ્ચખ્ખાણ પારૂં ? યથાશક્તિ." ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ પચ્ચખ્ખાણ પાર્યું ! તહત્તિ," કહી મુઠી ચરવળે સ્થાપી એક નવકાર ગણી (જે પચ્ચખ્ખાણ પારવું હોય તેનું નામ દેવું)" અમુક પચ્ચખ્ખાણ કર્યું ચઉવિહાર, :પચ્ખખ્ખાણ ફાસિયં, પાલિયં, સોહિયં, તિરિયં, કિટ્ટિયં, આરાહિયં, જં ચ ન આરાહિયં, તસ્સ મિચ્છામિ દુક્કડં." કહી એક નવકાર ગણી "જયઉસામી૦ થી જયવીયરાય." સુધી ચૈત્યવંદન કરે.

પછી પાણી આદિ વાપરવું હોય તો વાપરે.

---

ત્રીજા પહોરે સંધ્યાની પડિલેહણ કરે તેની વિધિ.

## સંધ્યા પડિલેહણ વિધિ ॥

પ્રથમ ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સં૦ ભ૦ બહુ પડિપુન્ના પોરિસી ? ઇચ્છં," ખમા૦ ઇચ્છા૦ સં૦ ભ૦ ઈરિયાવહિયં પડિક્કામિ ? ઇચ્છં," કહી ઈરિયાવહી પડિક્કમે પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦

સં૦ ભ૦ પડિલેહણ સંદિસાહું ? ઇચ્છં," ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં, " કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ અંગ પડિલેહણ સંદિસાહું ? ઇચ્છં, " ખમા૦ "ઇચ્છા સં૦ ભ૦ અંગપડિલેહણ કરૂં ? ઇચ્છં, " ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ પોસહશાળા પ્રમાર્જું ? ઇચ્છં, " કહી મુહપત્તિ, ચરવલો, આસન, કંદોરો, ધોતિયાની પડિલેહણ કરી પોષધશાળામાંથી કાજો કાઢી એકાન્તે પરઠવે, પછી ખમાસમણ દઇ ઇરિયાવહિ પડિક્કમે પછી ખમા૦ "ઇચ્છકારિ ભગવન્ પસાય કરી પડિલેહણ પડિલેહા વોજી। ઇચ્છં " કહી "શુદ્ધ સ્વરૂપના ધારક ગુરૂ " પાઠથી સ્થાપનાચાર્યની પડિલેહણ કરી ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઉપાધ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં," કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ સજ્જાય સંદિસાહું ? ઇચ્છં, " ખમા૦ "ઇચ્છા સં૦ ભ૦ સજ્જાય કરૂં ? ઇચ્છં " કહી એક નવકાર ગણી ઉપદેશમાલા પોસહ સજ્જાય કહી એકનવકારગણે,ઉપવાસ નહિ હોયતો બે વાંદણા દઇ પચ્ચખ્ખાણ કરે,પછી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ થંડિલાં પડિલેહણ સંદિસાહું ? ઇચ્છં, " ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ થંડિલાં પડિલેહણ કરૂં ? " ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ બેસણે સંદિસાહું ?

ઇચ્છં, " ખમા૦ " ઇચ્છા૦ સં૦ ભ૦ બેસણે ઠાઉં ? ઇચ્છં, " કહી બાકીના સર્વ વસ્ત્રો અને ઉપકરણ પડિલેહે, પછી ઇરિયાવહિ પડિક્કમે. ઇતિ સંધ્યા પડિલેહણ વિધિ ॥

સંધ્યા પડિલેહણ કર્યા પહેલા જે શ્રાવકોને રાત્રિનો પોસહ લેવો હોય તેને પહેલા પોસહ લઈ પછી સંધ્યા પડિલેહણ કરે, પોસહમાં દેહરે ઉપાશ્રય કે લઘુનીતિ અથવા વડિનીતિ જાય ત્યારે એક ખમાસમણ દઈ ઇરિયાવહિ પડિક્કમે. લઘુનીતિ અથવા વડિનીતિ જયણા પૂર્વક પરઠવતી વખતે-પહેલા " અણુજાણહ જસ્સગ્ગો " એક વખત અને પરઠવ્યા પછી "વોસિરે" ત્રણ વખત મનમાં બોલે, દેહરા ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં પહેલા ત્રણ વખત " નિસીહિ " અને બહાર નીકળતાં ત્રણ વખત "આવસ્સહી" કહેવું. પોસહમાં ક્રિયા કરતાં, ધર્મધ્યાન સંબંધી વાતચીત કરતાં કે બીજી હરકોઇ વખતે બોલતાં જયણા પૂર્વક અને મુખ પાસે મુહપત્તિ રાખી બોલવાનો વ્યવહાર રાખવો. બપોર આદિના વખતે પ્રમાદ વશાત્ નિંદ્રા આવી હોય તો ખમાસમણ દઈ ઇરિયાવહિ પડિક્કમે. પછી આઠ પહોરના પોસહવાળા અને સાંજે લીધેલા રાત્રીના પોસહવાળા પ્રતિક્રમણ પહેલા ખમાસમણ દઇ ઇરિયા-

વહિ પડિક્કમી ચોવીશ સ્થંડિલા પડિલેહે, તે ચોવીશ સ્થંડિલા નીચે પ્રમાણે છે.

---

## ચોવીશ—સ્થંડિલ પડિલેહણનો પાઠ ।।

આગાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે ॥૧॥ આગાઢે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ॥૨॥ આગાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ॥૩॥ આગાઢે આસન્ને પાસવણે અણહિયાસે ॥૪॥ આગાઢે મજ્ઝે પાસવણે અણહિયાસે ॥૫॥ આગાઢે દૂરે પાસવણે અણહિયાસે ॥૬॥ આગાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે ॥૭॥ આગાઢે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અહિયાસે ॥૮॥ આગાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે ॥૯॥ આગાઢે આસન્ને પાસવણે અહિયાસે ॥૧૦॥ આગાઢે મજ્ઝે પાસવણે અહિયાસે ॥૧૧॥ આગાઢે દૂરે પાસવણે અહિયાસે ॥૧૨॥ અણાગાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે ॥૧૩॥ અણાગાઢે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ॥૧૪॥ અણાગાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ॥૧૫॥ અણાગાઢે આસન્ને પાસવણે અણહિયાસે ॥૧૬॥ અણાગાઢે મજ્ઝે પાસવણે અણહિયાસે ॥૧૭॥ અણાગાઢે દૂરે પાસવણે અણહિયાસે ॥૧૮॥ અણાગાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે

અહિયાસે ॥૧૯॥ અણાગાઢે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અહિયાસે ॥૨૦॥ અણાગાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે ॥૨૧॥ અણાગાઢે આસન્ને પાસવણે અહિ-યાસે ॥૨૨॥ અણાગાઢે મજ્ઝે પાસવણે અહિયાસે ॥૨૩॥ અણાગાઢે દૂરે પાસવણે અહિયાસે[1] ॥૨૪.।

પોસહવાલાએ પ્રતિક્રમણ વખતે ફક્ત ખમાસમણ દઇ ઇરિયાવહિ પડિક્કમી પ્રતિક્રમણનો પ્રારંભ કરવાનો હોય છે. અને દિવસનો પોસહ લીધો છે તેને દેવસિ પ્રતિક્રમણમાં સાત લાખની જગ્યાએ "ઠાણેક્કમણે ચંક્કમણે" પાઠ બોલવાનો હોય છે, પણ સવારે પોસહ નથી લીધો પણ સાંજે રાત્રીનો પોસહ લીધો છે તે દેવસિ પ્રતિક્રમણમાં સાત લાખ બોલવાના છે તથા રાઇય પ્રતિક્રમણમાં રાત્રિ પોસહવાલાએ સાત લાખની જગ્યાએ "સંથારા ઉવટ્ટણકી" કહે.

દિવસના પોસહમાં પ્રતિક્રમણમાં સાતલાખની જગ્યાએ કહેવાનો પાઠ.

---

૧. ઉપરના ચોવીશ સ્થંડિલ કયાં કયાં કરવા તે બતાવે છે. પ્રથમના ૬ સ્થંડિલ સંથારાની બન્ને પડખેની જગ્યાએ. બીજા ૬ સ્થંડિલ ઉપાશ્રયના બારણાની અંદર બન્ને પાસે. ત્રીજા ૬ સ્થંડિલ બારણાની બહાર બન્ને પાસે. ચોથા ૬ ઉપાશ્રયથી સો હાથને અંતરે દૂર લઘુનીતિ વડિનીતિ પરઠ-વવાની જગ્યા સુધીમાં બન્ને બાજુ કરવાનાં છે.

## ઠાણેકકમણે ચંકમણે ।।

ઠાણેક્કમણે ચંક્કમણે, આઉત્તે અણાઉત્તે ॥ હરિય કાય સંઘટ્ટે, બીયકાય સંઘટ્ટે, થાવરકાય સંઘટ્ટે, છપ્પ-ઇય સંઘટ્ટે, સવ્વસવિ દેવસિય, દુચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિચટ્ઠિઅ, ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્? ઇચ્છં, તસ્સ મિચ્છામિ દુક્કડં ।।૧।।

રાત્રીના પોસહમાં પ્રતિક્રમણ વખતે સાત લાખની જગ્યાએ કહેવાનો પાઠ ।।

---

## સંથારા ઉવટ્ટણકી ।।

સંથારા ઉવટ્ટણક્રી, આઉટ્ટણક્રી, પરિઅટ્ટણક્રી, પસારણક્રી, છપ્પઇય સંઘટ્ટણક્રી, અચ્ચક્ખુવિસય કાયક્રી, સવ્વસ્સવિ રાઇઅ, દુચિંતિઅ, દુભાસિઅ, દુચ્ચિચટ્ઠિઅ, ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ ? ઇચ્છં, તસ્સ મિચ્છામિ દુક્કડં ।।૧।।

પ્રતિક્રમણ થઈ રહ્યા પછી દિવસના પોસહવાલા આગે કહેવામાં આવશે તે વિધિથી પોસહ પારે તથા રાત્રીના પોસહવાલા નવ વાગ્યા ( એક પહોર રાત્રી ગયા) પછી સંથારા પોરિસીની વિધિથી રાઇ સંથારા પોરિસિ ભણાવે.

---

# રાઈ સંથારા પોરિસિની વિધિ ॥

પ્રથમ ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બહુ પડિપુન્ના પોરિસિ? ઇચ્છં," કહી ખમાસમણ દઇ ઇરિયાવહિ પડિક્કમે, પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ રાઈ સંથારા મુહપત્તિ પડિલેહું? ઇચ્છં" કહી મુહપત્તિ પડિલેહે, પછી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સં૦ ભ૦ રાઇ સંથારા સંદિસાહુ? ઇચ્છં" પછી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સં૦ ભ૦ રાઈ સંથારા ઠાઉં? ઇચ્છં" ખમાસમણ દઈ "ઇચ્છં કારેણ સં૦ ભં૦ ચૈત્યવંદન કરૂં? ઇચ્છં," કહી ચઉક્કસાય૦ ચૈત્યવંદન કરી નમુત્થુણં૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્૦ ઉવસ્સગ્ગ હરં૦ જયવિરાય૦ કહી, ભૂમિ પ્રમાર્જી સંથારો ઉત્તરપટ્ટો પાથરી, શરીર પ્રમાર્જી નીચે પ્રમાણે સંથારા ઉપર બેસી કહે.

---

# રાઇ સંથારા પોરિસિ ॥

નિસીહિ નિસીહિ નિસીહિ, નમો ખમાસમણાણં ગોયમાઇણં મહામુણીણં. (કહી ત્રણ નવકાર ત્રણ કરેમિભંતે૦ ઉપરના પાઠ સાથે કહેવું પછી) અણુજાણહ ચિટ્ઠિજ્જા! અણુજાણહ પરમગુરૂ! ગુરૂગુણરયણેહિં મંડિઅ સરીરા! બહુ પડિપુન્ના પોરિસિ,

રાઇ સંથારે ઠામિ ॥૧॥ અણુજાણહ સંથારં, બાહુ-
વહાણેણ વામપાસેણં ॥ કુક્કુડિ પાય પસારણ, અંતરં
તુ પણજ્જએ ભૂમિં ॥૨॥ સંકોઇય સંડાસં ઉવટ્ટંતેય
કાય પડિલેહા ॥ દવ્વાઈ ઉવઓગં, ઊસાસ નિરૂંભણા-
લોયં ॥૩॥ જઈ મે હુજ્જ પમાઓ, ઇમસ્સ દેહસ્સિ-
માઇ રમણીએ ॥ આહાર મુવહિ દેહં, સવ્વં તિવિ-
હેણ વોસિરિયં ॥૪॥ આસવ કસાય બંધણ, કલહા
ભખ્ખાણ પરવરીવાઓ ॥ અરઇ રઇ પેસુન્નં, માયા
મોસં ચ મિચ્છત્તં ॥૫॥ વોસિરિસુ ઈમાઇમુખ્ખમગ્ગ
સંસગ્ગ વિગ્ધ ભૂઆઇં ॥ દુગ્ગઇનિબંધણાઇં, અઠ્ઠારસ
પાવઠાણાઈં ॥૬॥ એગોહં નત્થિ મે કોઈ, નાહમન્નસ્સ
કસ્સવિ ॥ એવં અદીણમણસો, અપ્પાણ મણુસા
સએ ॥૭॥ એગો મે સાસઓ અપ્પા, નાણ દંસણસંજુ-
ઓ ॥ સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગલખ્ખણા
॥૮॥ સંજોગ મૂલા જીવેણ, પત્તા દુખ્ખપરંપરા ॥ તમ્હા
સંજોગ સંબંધં, સવ્વં તિવિહેણ વોસિરે ॥૯॥ અરિહંતો
મહદેવો, જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો ॥ જિણપન્નત્તં
તત્તં, ઇયસમ્મત્તં મએ ગહિયં ॥૧૦॥ ચત્તારિ મંગલં,
અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં, સાહૂ મંગલં, કેવલિ
પન્નત્તો ધમ્મો મંગલં ॥૧૧॥ ચત્તારિ લોગુત્તમા.
અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા, સાહુ લોગુ-
ત્તમા, કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો ॥૧૨॥ ચત્તારિ

સરણં પવજ્જામિ, અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે-
સરણં પવજ્જામિ સાહૂસરણં પવજ્જામિ, કેવલિ પન્ન-
ત્તં ધમ્મં સરણં પવજ્જામિ ॥૧૩॥ અરિહંતા મંગલં-
મજ્ઝ, અરિહંતામજ્ઝદેવયા, ॥ અરિહંત્તા કિત્તિ-
અત્તાણં, વોસિરામિત્તિ પાવગં ॥૧૪॥ સિદ્ધાય મંગલં
મજ્ઝ, સિદ્ધાય મજ્ઝ દેવયા ॥ સિદ્ધાય કિત્તિઅત્તાણં
વોસિરામિત્તિ પાવગં ॥૧૫॥ આયરિયા મંગલં મજ્ઝ,
આયરિયા મજ્ઝ દેવયા ॥ આયરિયા કિત્તિઅત્તાણં,
વોસિરામિત્તિ પાવગં ॥૧૬॥ ઉવજ્ઝાયા મંગલં મજ્ઝ,
ઉવજ્ઝાયા મજ્ઝ દેવયા ॥ ઉવજ્ઝાયા કિત્તિઅત્તાણં,
વોસિરામિત્તિ પાવગં ॥૧૭॥ સાહૂણો મંગલં મજ્ઝ,
સાહૂણો મજ્ઝ દેવયા સાહૂણો કિત્તિઅત્તાણં, વોસિ
રામિત્તિ પાવગં ॥૧૮॥ પુઢવિદગ અગણિ મારૂય,ઇક્કિક્કે
સત્ત જોણિ લખ્ખાઓ ॥ વણપત્તેય અણંતે, દસ ચઉ-
દસ જોણિ લખ્ખાઓ ॥૧૯॥ વિગલિંદિએસુ દો દો,
ચઉરો ચઉરો ય નારય સુરેસુ ॥ તિરિએસુ હુંતિ
ચઉરો, ચઉદસ લખ્ખાય મણુએસુ ॥ ૨૦ ॥ ખામેમિ
સવ્વજીવે, સવ્વે જીવા ખમંતુ મે ॥ મિત્તી મે સવ્વ-
ભુએસુ, વેર મજ્ઝં ન કેણઈ ॥૨૧॥ એવમહં આલો-
ઇઅ, નિંદિઅ ગરહિઅ દુગંછિઅં સમ્મં ॥ તિવિહેણ
પડિક્કંતો, વંદામિ જિણે ચઉવ્વીસં ॥૨૨॥ ખમિઅ-
ખમાવિઅ મઇખમિઅ, સવ્વહ જીવનિકાય ॥ સિદ્ધ-

હ સાખ આલોયણુહ, મજ્ઝહ વૈર ન ભાવ ॥૨૩॥
સવ્વે જીવ કમ્મવસુ, ચઉદહ રાજ ભમંત ॥ તે મેં
સવ્વ ખમાવિઆ, મજ્જવિ તેહ ખમંત ॥૨૪॥

પછી સાત નવકાર ગણી સુઇ જાય. નિદ્રા ન આવતી હોય તો સજ્ઝાય ધ્યાન કરે.

ઇતિ રાઇ સંથારા પોરિસિ વિધિ ॥

---

પ્રભાતમાં રાઇ પ્રતિક્રમણ કરી પડિલેહણ કરી દેવવંદન કરી ગુરૂવંદન કરી પોસહ પારે [ જેણે બે ઘડી રાતમાં પોસહ લીધો હોય તેને બે ઘડી રાત બાકી રહે ત્યારે આઠ પહોર પુરા થાય છે અને પોસહ દિવસ ઉગ્યા પછી પારવાનો હોય છે તેથી તેને પ્રતિક્રમણ પહેલા સામાયિક લે, બીજા પોસહવાળા કે જેણે સૂર્યોદયે પોસહ લીધો છે તેને સામાયિક લેવાની જરૂરત નથી, કારણકે સામાયિકનો ઉત્કૃષ્ટ કાલ આઠ પહોરનો કહ્યો છે. ]

## પોસહ પારવાની વિધિ

પ્રથમ ખમાસમણ દઇ " ઇચ્છા કારેણ સં૦ ભ૦ ઇરિયાવહિયં પડિક્કમામી ? ઇચ્છં, " કહી ઇરિયાવહિ પડિક્કમી, ખમા૦ " ઇચ્છા૦ સં૦ ભ૦ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, " કહી મુહપત્તિ પડિલેહે, પછી ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ પોસહ પારૂં ? યથાશક્તિ, " ખમા૦

" ઇચ્છા૦ સં૦ ભ૦ પોસહ પારેમિ ? તહત્તિ " કહી, જમણો હાથ નીચે સ્થાપન કરી ત્રણ નવકાર ગણે, પછી ખમા૦ " ઇચ્છા૦ સં૦ ભ૦ મુહપત્તિ પડિલેહુ ? ઈચ્છં," કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ "ઇચ્છા૦ સં૦ ભ૦ સામાયિક પારૂં ? યથાશક્તિ," ખમા૦ "ઈચ્છા૦ સં૦ ભ૦ સામાયિક પારેમિ ? તહત્તિ, " કહી, જમણો હાથ નીચે સ્થાપી ત્રણ નવકાર ગણી "[1]ભયવંદસણ ભદ્દો" (સામાયિક પારવાનું પચ્ચખ્ખાણ) કહે, પછી જમણો-હાથ સ્થાપનાચાર્યની સામે સિદ્ધિ હથેળીએ રાખી ત્રણ નવકાર ગણી ઉઠી જાય.

## દેશાવગાસિક લેવાની વિધિ ॥

દેશાવગાસિક લેવાની સર્વ વિધિ પોસહ લેવાની વિધિ પ્રમાણે લેવાની છે, પણ જે ઠેકાણે પોસહમુહપત્તિ પડિલેહુંને બદલે "દેસાવગાસિય મુહપત્તિ પડિલેહું ?

---

[1]સામાયિક, પોસહ અને દેશાવગાસિકમાં પારવાને માટે આ એકજ પાઠ છે, તેથી દરેકને પારવાને માટે જુદી જુદી વખત નહિ બોલતા બધાને માટે એકજ વખત બોલવું, પણ વિશેષમાં પાંચમી ગાથામાં દરેકને માટે જુદીજુદી રીતે બોલવાનું જાણવું. સામાયિક પારવા માટે "સામાઇય સંઠિયસ્સ" પોસહપારવા માટે"સામાઈય પોસહ સંઠિયસ્સ" દેશાવગાસિક-પારવા માટે "સામાઇય દેસાવગાસિય સંઠિયસ્સ"પાઠ કહેવો.

ઈચ્છં, " તેમજ " દેશાવગાસિય સંદિસાહું ? ઈચ્છં," દેસાવગાસિય ઠાઉં ? ઇચ્છં," ઇચ્છકારી ભગવન્ પસાય કરી દેશાવગાસિય દંડક ઉચ્ચરાવોજી" કહેવું પોસહમાં કરેમિભંતેના પાઠથી ઉચ્ચરવામાં આવે છે, દેશાવગાસિકમાં "તુમ્હાણં સમીવે" ના પાઠથી ઉચ્ચરવામાં આવે છે તે નીચે પ્રમાણે છે.

---

## દેશાવગાસિકનું પચ્ચખ્ખાણ ॥

અહણ્ણં ભંતે તુમ્હાણં સમીવે દેસાવગાસિયં પચ્ચખ્ખામિ, દવ્વઓ, ખિત્તઓ, કાલઓ, ભાવઓ, દવ્વઓણં દેસાવગાસિયં, ખિત્તઓણં ઈત્થંવા અણ્ણત્થંવા, કાલઓણં મુહૂત્તધારણાપમાણં જાવ નિયમં પચ્ચખ્ખામિ, ભાવઓણં જાવ ગહેણં ન ગહિજ્જામિ છલેણં ન છલિજ્જામિ, અણ્ણેણ કેણવિ રોગાયંકેણવા એસો પરિણામો ન પડિવજ્જઇ, તા અભિગ્ગહે, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિ વત્તિયાગારેણં, વોસિરઈ.

આ પાઠથી દેશાવગાસિય ઉચ્ચરે, તથા "બહુવેલ સંદિસાહુ ? બહુવેલ કરૂં ?" આ પાઠના આદેશ ન લે. દેશાવગાસિક ઉત્કૃષ્ટ પ્રકારે કરવું હોય તો પંદર સામાયિકનું અને જઘન્ય ત્રણ સામાયિકનું થાય છે, આ હમેશાં ખાવાવાળા પણ કરી શકે છે.

# દેશાવગાસિક પારવાની વિધિ ॥

દેશાવગાસિક પારવાની વિધિ પોસહ પારવાની વિધિ પ્રમાણે છે, ફરકમાં પોસહ પારૂં? ની જગ્યાએ "દેસાવગાસીય પારૂં? યથાશક્તિ" "દેશાવગાસિય પારેમિ, તહત્તિ" કહે, અને પારવાની "ભયવં દસણ-ભદ્દો "ની પાંચમી ગાથામાં "સામાઇય દેસાવગાસિય સંઠિયસ્સ" પાઠ કહેવો. દેશાવગાસિક પારવાની વિધિ.

ઇતિ પોસહ દેશાવગાસિક વિધિ સંપૂર્ણ.

---

## થોયો.

### શ્રી સીમંધર જિન થોય.

મહીમંડણં પુન્ન સોવન્નદેહં, જણાણંદણં કેવલ-નાણ ગેહં; મહાનંદલચ્છી બહુબુદ્ધિરાયં, સુસેવામિ સીમંધરંતીત્થરાયં. ૧

---

### શ્રી સિદ્ધાચલની થોય.

શત્રુંજયગિરિ નમીએ, રૂષભદેવ પુંડરીક,
શુભ તપનો મહિમા, સુણી ગુરૂમુખ નીરભીક,
શુદ્ધ મન ઉપવાસે, વિધિસુ ચૈત્યવંદનીક,
કરીએ જિન આગળ, ટાળી વચન અલીક. ૧

---

સિદ્ધાચલ મંડન, રૂષભ જિણંદ દયાળ,
મરૂદેવાનંદન, વંદન કરૂં ત્રણ કાળ;
એ તીરથ જાણી, પૂર્વ નવાણું વાર,
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧

---

### શ્રી બીજની થોય.

પૂર્વ વિદેહ પુષ્ખલવઇ વિજયે, શ્રી પુંડરિગિણી નયરીજી,
રિદ્ધિસિદ્ધિ નવનિધિ અનર્ગલ, નિર્જર પુરી સુખકારીજી;
કનક કમલ સુર નિર્મિત ઉપર, ચરણધરે જિન ચંદાજી,
સીમંધર જિન બીજે દરશન, કરતાં પામે આનંદાજી. ૧
પરસંયોગ અનિત્યતા જાણી, સુખવિભાવીની કામીજી,
જ્યોતિરૂપ નિજભાવ સંભારી, ભાવ ક્ષાયિક અભિરામીજી;
જગ જન સંશય વ્યૂહ નિકંદી, આપે નિજગુણ ધામીજી,
ભાવ ધરી ત્રિભુવન જિન નમતાં, શિવસુખઆનંદપામીજી.
ભવભ્રમ ધર્મસમા વન જનધર, ભૂમિ ચેતન સુભકારીજી,
સમકીત બીજે ફુલ્યો તરૂવર, ઉત્તર ગુણ દલસારીજી;
અનુભવ જ્ઞાનામૃત ફલ ઉત્તમ, ભવિજન હર્ષ વધાઇજી,
જિન પ્રવચન નિજ રમણે રમતાં, ચેતનતા પ્રગટાઇજી. ૩
જિનવર આનન પંકજ કોસે, વિકસીત નિત્ય નિવાસીજી,
અનુપમ રૂપ લાવણ્ય શિરોમણિ, સકલ કલાસુવિલાસીજી;
સુમતિ આપે ભારતી દેવી, જ્ઞાન ધ્યાન સુખ કંદાજી,
નવનિધિ વાચક ચારિત્ર નંદી, પામે પરમ આનંદાજી. ૪

---

## શ્રી પંચમીની થોય.

પુરિ પુંડરિગિણી સમવસરણગત, ભાખે શ્રીજિનરાયાજી,
શૂરસેન નરપતિ ઉપદેશે, પંચમી તપ બતલાયાજી;
ચૌવિહાર વ્રતમુનિ મુખ કરીએ, જ્ઞાનભક્તિ વલી કીજેજી,
એહ ઉપદેશ કરે સીમંધરજિન, પંચમીતિથિ પ્રણમીજેજી. ૧
આશ્રવ પંચ અવરોધન કરિને, પંચસંવર ગુણ ધારીજી,
પંચેન્દ્રી સુખ વિષય તજીને, પંચ સુમતિ લહે ભારીજી;
લોકાલોક પ્રકાશક પંચમ, જ્ઞાન દિવાકર જાયાજી,
પંચમીતિથિ જિન પંચકલ્યાણ, પ્રણમું શિવસુખદાયાજી. ૨
રજત કનકમણિ પાટા ઉપર, પુસ્તક સહુ થાપીજેજી,
સ્થાપના ચારજ ઠવણી આગળ, મંડલનંદી રચીજેજી;
પુસ્તક પૂજી સ્થાપનાચારજ, નંદી પૂજન કીજેજી,
શુદિ પંચમી ઇણવિધજિનપ્રવચન, શુભશ્રાવકસેવીજેજી. ૩
કાર્તિકશુદિ પંચમી તિથિરૂડી, તપ કરીએ સુભભાવેજી,
પંચાનુત્તર પદ ભોગવીને, પંચમી ગતિ સુખ પાવેજી;
ખરતર નવવિધ વાચક ચારિત્ર, થાપે હર્ષ અપારેજી,
નિતપ્રતિ જસુશાસનસુરી આપે, રિદ્ધિ સિદ્ધિ સુખધારેજી. ૪

---

## શ્રી અષ્ટમીની થોય.

ચઉવીસે જિનવર, પ્રણમું હું નિતમેવ; આઠમ દિન કરિયે, ચંદ્રાપ્રભુજીની સેવ; મૂરતિ મન મોહે, જાણે પૂનિમ ચંદ; દીઠાંદુઃખ જાયે, પામે પરમાનંદ. ૧

મિલ ચોસઠ ઇંદ્ર, પૂજે પ્રભુજીના પાય; ઇંદ્રાણી અપ-
ચ્છરા, કર જોડી ગુણ ગાય; નંદીસરદ્વીપે, મિલ સુર-
વરની કોડ; અઠાઇમહોચ્છવ, કરતાં હોડાહોડ. ૨

સેત્રુંજા શિખરે, જાણી લાભ અપાર; ચૌમાસે
રહિયા, ગણધર મુનિ પરિવાર; ભવિયણને તારે, દેઇ
ધરમ ઉપદેશ; દુધ સાકરથી પણ વાણિ અધિક વિશેષ. ૩

પોસહ પડિક્કમણું, કરિયે વ્રત પચ્ચખ્ખાણ; આઠમ
તપ કરતાં, આઠ કરમની હાણ; આઠમંગલ થાયે, દિન
દિન કોડકલ્યાણ; જિનસુખસૂરિ કહે ઇમ, શાસન
સુરીય સુજાણ. ૪

## શ્રી એકાદશીની થોય.

શ્રી અરનાથ સંજમ આદરિયો, નમિ જિન કેવલિ જાયાજી,
મલ્લિ જિનેસર જનમ પ્રવ્રજ્યા, કેવલજ્ઞાન સુભાયાજી;
મૃગશિર શુદિ એકાદશી રૂડી, ભવિજન શિવસુખદાયાજી,
તેણે કારણ અરનમિમલ્લિજિન, પ્રણમી જે ચિત્તલાયાજી. ૧

ભરત ઐરવત ક્ષેત્રે ગણતાં, પંચાસત કલ્યાણોજી,
પંચાસત ત્રિક કાલે ગણતાં, નભ શર શશિ મિતજાણોજી;
કાલઅનંત કરી ઇમહીજગણતાં, અનંતકલ્યાણસેવંતાજી;
સુદિ અગ્યારસ જિન ધ્યાન ધરંતા, પામે લાભ અનંતાજી. ૨

સુદિ એકાદશી ચઉવિહાર વ્રત પોષધ, આઠ પહોરીલીજેજી,
પુસ્તક સામે દોઢસો કલ્યાણક, સ્થિર ચિત્ત જાપ જપીજેજી;

કરમ નિકાચીતકર્દ્દમ રવિકર, શમ પરિણામ ગૃહીજેજી,
ત્રિકરણ કરમ જિનપ્રવચન પૂજત,નિર્મલબોધ લહીજેજી.૩
અગ્યાર વરસ અગ્યારસ તપકરી, ઉજમણો વળી કીજેજી,
દિનદિન અધિક ભાવનાભાવો, સંપદ સહજ વરીજેજી;
ખરતરગચ્છ નવનિધિ ઉદયકર, વાચક ચારિત્ર નંદોજી,
સાનિધ્ય કરે જસ શાસનદેવી, આપેશ્રી સુખ કંદોજી. ૪

---

## શ્રી ચતુર્દશી સ્તુતિ.

અવિરલ કમલ ગવલ મુક્તાફલ કુવલય કનક ભાસુરં, પરિમલ બહુલ કમલદલ કોમલ પદતલલુલિતનરેશ્વરં; ત્રિભુવનભવન સુદીપ્રદીપક મણિકલિકા વિમલ કેવલં, નવનવ યુગલજલધિ પરમિત જિનવરનિકરં નમામ્યહં. ૧. વ્યંતરનગર રૂચક વૈમાનિક કુલગિરિ કુંડસકુંડલે, તારક મેરૂજલધિ નંદીસર ગિરિ ગજદંતસુ મંડલે; વક્ષસ્કાર ભવન વનજોત્તર કુરૂવૈતાઢયકુંજિગા, ત્રિજગતિ જયતિ વિદિતશાશ્વતજિન નતિતતિરિહમોહપારગા.૨. શ્રુત રત્નેક જલધિમધુમધુરિમ રસભર ગુરૂ સરોવરં, પરમતતિમિરકિરણહરણોદ્ધુર દિનકરકિરણ સહોદરં; ગમનયહેતુભંગગંભીરિમગણધરદેવ ગીષ્પદં, જિનવરવચનમવનિમવતાત્ સુચિદિશ તુ નતેષુ સંપદં. ૩. શ્રીમદ્વીર ચરમતીર્થાધિપ મુખકમલાધિવાસિની, પાર્વણ ચંદ્ર વિશદ વદનોજ્વલ

રાજમરાલગામિની; પ્રદિશતુ સકલદેવ દેવીગણ પરિકલિતા સતામિયં, બિચકલ ધવલ કુવલયકલ મૂર્ત્તિઃ શ્રુતદેવી શ્રુતોચ્ચયં. ૪.

---

## શ્રી પર્યુષણની થોય.

સિદ્ધાર્થ નંદન, પ્રણમીજે સુખકાર, નિર્મલ ત્રિકરણે કરી, કીજે ભક્તિઉદાર; આષાઢ ચૌમાસથી, દશ પંચક દીન જાણ, સંવત્સરી પડિક્કમણું, અષ્ટમતપ સુવિહાણ. ૧. જિનપંચ કલ્યાણક, પૂજાભવિ ચિત્તધાર, અષ્ટોત્તર ઇગવીશ, પૂજા સત્તર પ્રકાર; શુભ ભાવ ધરીને, કરીએ ચૈત્યપ્રવાડી, જિન ભક્તિ કરંતા, શિવસુખ લાભ અપારી. ૨. શ્રાવક સંઘ સાથે, પોષધશાલા આય, જિન આગમ પુસ્તક, પૂજે હરખ ભરાય; સહુ દુરીત વિહંડન, મુનિ મુખ કલ્પ સુણીજે, નિત પ્રતિ પ્રભાવના, કરતા પુન્ય ભરીજે. ૩. શ્રી પર્વ પજુસણ, બ્રહ્મચર્ય વ્રત ધાર, સેવે ભવિ પ્રાણી, તપજપ કરસુખસાર; ખરતર ગચ્છ વાચક, નિશ્યુદય ચારિત્રનંદિ, જસુ શાસનદેવી, આપે પરમાનંદિ. ૪.

---

## શ્રી આંવિલની સ્તુતિ.

નિરૂપમ સુખદાયક જગનાયક, લાયક શિવગતિ ગામીજી, કરૂણાસાગર નિજગુણઆગર, શુભ સમતા

રસ ધામીજી; સિદ્ધચક્ર શિરોમણિ જિનવર, ધ્યાવે જે મન રંગેજી, તે માનવ શ્રીપાલતણી પરે, પામે સુખ સુર સંગેજી. ૧ અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ મહા ગુણવંતા જી, દરિસણ નાણ ચરણ તપ ઉત્તમ, નવપદ જગ જયવંતા જી; એહનું ધ્યાન ધરતાં લહિયે, અવિચલપદ અવિનાશી જી, તે સઘલા જિનનાયક નમિયે, જેણે એ નીતિ પ્રકાશી જી. ૨ આસોમાસ મનોહર તીમ વલી, ચૈત્રક માસ જગીશે જી, અજ વાલી સાતમથી કરિયે, નવઆંબિલ નવદિવસેજી; તેરસહસ વલિ ગુણિયે ગુણણું, નવપદ કરો ધ્યાન સારો જી, ઇણ પરે નિર્મલ તપ આદરિયે, આગમ સાખ ઉદારોજી. ૩ વિમલકમલદલ લોચન સુંદર શ્રીચક્રેસરિ દેવી જી, નવપદ સેવક ભવિજન કેરા, વીઘ્ન હરો સુર સેવી જી;શ્રીખરતર ગચ્છ નાયક સદગુરૂ શ્રીજિન-ભકિતમુણિંદા જી, તસુ પસાયે ઇનપરે પભણે, શ્રીજિ-નલાભસૂરિંદા જી.

---

## વીશસ્થાનકની થોય.

આદીસર અલવેસર જગપતિ, ભવિમન સાયર-ચંદાજી,શત્રૂંજયમંડણ દુઃખવિહંડણ,અદ્દભુત જ્યોતિ-સોહંદા જી. સુખસંપત્તિ કારણ જગતારણ, સેવે સુરનર ઇંદાજી, કરૂણાકર જિનવર ઉપગારી, કામિત સુરતરૂ કંદાજી.૧.અરિહંત–સિદ્ધ–પ્રવચન–આચારજ-

સ્થવિર-પાઠક મન આણોજી,સાધુનાણ-દંસણ-દસમો-
પદ, વિનય-ચારિત્ર વખાણોજી; બ્રહ્મક્રિયા-તપ-ગો-
યમ-જિનપદ, સમાધિઅપૂર્વશ્રુતજાણોજી, શ્રુતભક્તિ
તીરથ પ્રભાવન, વીસ થાનક પહિચાનોજી. ૨. શ્રીમુ-
ખવીર જિનેસર ભાખે, એ પદ સેવો પ્રાણીજી, તીર્થં-
કરપદ એહથી લહિયે, જિમ આગમની વાણીજી;
જ્ઞાતાઅંગે ગણધરદેવે વિવરીને ઘણી આણીજી, એ
આરાધનથી શિવ લહિયે, નિરૂપમસુખ નીસાનીજી. ૩.
તીન કાલ પાંચે શક્રસ્તવ, દેવવંદન વિધિ કીજેજી,
કાઉસગ્ગ પરદક્ષિણા ગુણનો, વિધિસુ જિનપૂજીજે જી;
ખમાસમણ બીહુંટંક પડિક્કમણું,સ્તવના નિત્ય સુણી-
જેજી,કૃપાચંદ્ર સુયદેવિ પસાયે,મનવંછિતફલ લીજેજી.૪

---

## શ્રી ચૈત્રી પૂનમ થોય.

શત્રૂંજયગિરિ નમિયે, રૂષભદેવ પુંડરીક,
શુભ તપની મહિમા, સુણિ ગુરૂમુખ નિરભીક,
શુદ્ધ મન ઉપવાસે, વિધિસુ ચૈત્યવંદનીક,
કરિયે જિન આગલ ટાલી વચન અલીક. ૧
શક્રસ્તવનાદિક પ્રથમ તિલક દશવીસ,
અક્ષત ગીણતીસે, ચઢતા તિમ ચાલીસ;
પંચાસની પૂજા, ભાખે ઈમ જગદીસ,
તેહીજ નિત પ્રણમું, સ્વામી જિન ચઉવીસ. ૨

સુદ્દિપક્ષની પૂનમ ચૈત્રમાસ શુભવાર,
વિધિસેતી લહિયે, આગમસાખ વિચાર;
ઈમ સોલવરસ લગે, ધરિયે જ્ઞાન ઉદાર,
કરતાં નરનારી, પામે ભવનો પાર. ૩
સોવન તન ચરણે, નયણે તિમ અરવિંદ,
ચકેસરિ દેવિ, સેવિ નરસુર વૃંદ;
કામિત સુખદાયક, પૂરે મન આણંદ,
જંપે ગણનાયક શ્રીજિનલાભ સૂરિંદ. ૪

---

## શ્રી પાર્શ્વનાથની થોય.

અશ્વસેન નરેસર, વામાદેવી નંદ,
નવકર તનુ નિરૂપમ, નીલવરણ સુખકંદ;
અહિલંછન સેવિત, પદ્માવતી ધરણિંદ,
પ્રહ ઉઠી પ્રણમું, નિતપ્રતિ પાસજિણંદ. ૧
કુલગિરિ વેયડ્ઢે, કયણાચલ અભિરામ,
માનુષોત્તર નંદી, રૂચક કુંડલ સુખઠામ;
ભુવનેસર વ્યંતર, જોઇસ વિમાણીક ધામ,
વર્ત્તે છે જિનવર, પૂરો મુજ મનકામ. ૨
જિહાં અંગ અગ્યારે, બાર ઉપાંગ છ છેદ,
દશ પયન્ના દાખ્યા, મૂલ સૂત્ર ચઉભેદ;
જિન આગમ ષટદ્રવ્ય, સપ્ત પદારથ જુત્ત,
સાંભલી સદ્દહતાં, તુટે કરમ તુરત્ત. ૩

પદ્માવતી દેવી, પાર્શ્વયક્ષ પરત્યક્ષ,
સહુ સંઘનાં સંકટ, દૂર કરેવા દક્ષ;
સમરો જિનભકિત, સૂરિ કહે એક ચિત્ત,
સુખ સુજસ સમાપે, પુત્ર કલત્ર બહુવિત્ત. ૪

---

## શ્રી નેમનાથજીની થોય.

સુર અસુર વંદિય પાય પંકજ, મયણમલ્લ અક્ષોભિતં;
ઘનસઘનશ્યામ શરીર સુંદર, શંખ લંચ્છન શોભિતં.
શિવાદેવી નંદન ત્રિજગ વંદન, ભવિક કમલ દિનેશ્વરં;
ગિરિનારગિરિવર શિખર વંદું, નેમિનાથજિનેશ્વરમ્. ૧
અષ્ટાપદે શ્રીઆદિજિનવર, વીરજિન પાવાપુરે;
વાસુપૂજ્ય ચંપાપુરિય સીધા, નેમ રૈવત ગિરિવરે.
સમેતશિખરે વીસ જિનવર, મુગતિ પહુતા મુનિવરૂ;
ચઉવીસજિણવર તેહ વંદુ, સકલ સંઘે સુખકરૂ. ૨
અગ્યાર અંગ ઉપાંગ બારે, દશ પયન્ના જાણીયે;
છ છેદ ગ્રંથ પસત્થ અત્થા, ચાર મૂલ વખાણીયે.
અનુયોગદ્વાર ઉદાર નંદી,સૂત્ર જિનમત ગાઇયે;
એહ વૃતિચૂર્ણીભાષ્ય પેતાલીશ આગમ ધ્યાઇયે. ૩
દુહુ દિસે બાલક હોય જેહને, સદા ભવિયણ સુખકરૂ;
દુખ હરે અંબા લુંબ સુંદર, દુરિય દોહગ અપહરૂ.
ગિરિનાર મંડણ નેમિ જિનવર, ચરણપંકજ સેવિયે;
શ્રીસંઘ સહુને સદા મંગલ, કરો અંબા દેવિયે. ૪

---

## શ્રી મહાવીર જિન થોય.

મૂરતિમન મોહન, કંચન કોમલ કાય;
સિદ્ધારથ નંદન, ત્રિશલાદેવી સમાય;
મૃગનાયક લંછન, સાત હાથ તનુ માન,
દિનદિન સુખ દાયક, સ્વામી શ્રી વર્દ્ધમાન. ૧
સુર નરવર કિન્નર, વંદિત પદ અરવિંદ,
કામિત ભરપૂરણ, અભિનવ સુરતરૂ કંદ;
ભવિયણને તારે, પ્રવહણ સમ નીશદીસ,
ચોવિશે જિનવર, પ્રણમું વીસવાવીસ. ૨
અરથે કરી આગમ, ભાખ્યા શ્રીભગવંત,
ગણધરને ગુંથ્યા, ગુણનિધિ જ્ઞાન અનંત;
સુરગુરૂ પણ મહિમા, કહિ ન શકે એકંત,
સમરૂં સુખસાયર, મન શુદ્ધ સૂત્ર સિદ્ધાન્ત. ૩
સિદ્ધાયિકા દેવી, વારે વિઘ્ન વિશેષ,
સહુ સંકટ ચૂરે, પૂરે આશ અશેષ;
અહોનિશ કર જોડી, સેવે સુરનર ઇંદ,
જંપે ગુણ ગણ ઇમ, શ્રી જિનલાભ સૂરીંદ. ૪

---

## જિનસ્તુતિઓ.

દર્શનાત્દૂરિતધ્વંસી, વંદનાત્વાંચ્છિતપ્રદઃ;
પૂજનાત્પૂરકઃ શ્રીણાં, જિનઃ સાક્ષાત્સુરદ્રુમઃ. ૧

---

આત્મારામ ગુણાકરં ગુણનિધિં ચૈતન્યરત્નાકરં,
સર્વે ભુત ગતાગતે સુખદુઃખે જ્ઞાતેત્યયા સર્વગે;
ત્રૈલોકયાધિપતે ! સ્વયં સ્વમનસાધ્યાયન્તિ યોગીશ્વરા,:
વંદે તંહરિવંશહર્ષ હૃદયં શ્રીમાન્ હૃદાભ્યુદ્યતમ્. ૧

---

# ચૈત્યવંદનો.

## શ્રીપાર્શ્વજિન ચૈત્યવંદન.

સકલકુશલવલ્લી, પુષ્કરાવર્ત્તમેઘો, દુરીત તિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ, ભવજલનિધિપોતઃ સર્વસંપત્તિહેતુઃ, સ ભવતુ સતતં વઃ, શ્રેયસે પાર્શ્વદેવઃ ૧

---

## શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો,
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ,
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લઇશું,
પાય તુમારા સેવીને, શિવ રમણી વરીસું. ૩
એ અળજો મુજને ઘણોએ, પુરો સીમંધર દેવ,
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

---

## શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

જય જય ત્રિભુવન આદિનાથ, પંચમગતિ ગામી,
જય જય કરૂણા શાન્ત દાન્ત, ભવિજન હિત કામી.
જય જય ઇન્દ્ર નરિંદ વૃંદ, સેવિત શિર નામી,
જય જય અતિશયાનંતવંત, અંતર્ગત જામી.
પૂર્વ વિદેહ વિરાજતાએ, શ્રી સીમંધર સ્વામ,
ત્રિકરણ શુદ્ધ ત્રિહુકાલમાં, નિત પ્રતિકરૂં પ્રણામ. ૧

---

## શ્રી સિદ્ધાચલગિરિનું ચૈત્યવંદન.

જયજય નાભિ નરિંદ નંદ, સિદ્ધાચલ મંડણ,
જયજય પ્રથમ જિણંદચંદ, ભવ દુઃખ વિહંડણ.
જયજય સાધુ સુરિંદવિંદ, વંદિય પરમેસર,
જયજય જગદાનંદ કંદ, શ્રી રૂષભ જિણેસર.
અમૃતસમ જિન ધર્મનોએ, દાયક જગમેં જાણ,
તુઝ પદ પંકજ પ્રીતિધર, નિશિદિન નમત કલ્યાણ. ૧

---

## શ્રી સિદ્ધાચલગિરિનું ચૈત્યવંદન.

સિદ્ધાચલ સેવું સદા, સહુ તીરથ સિરદાર,
સોરઠ દેશ સોહામણો, તિહાં એ ગિરિવર સાર. ૧
તીન ભુવન બીચ એહવો, તીરથ કોઇ ન હોય,
સીમંધર વયણે કરી, શત્રુંજય મહાતમ જોય. ૨

શ્રી યુગાદિ જિનરાજજી, સમસર્યા ઇણ ઠામ,
તેહથી એ તીરથ વડો, અવિચલ સુખનો ધામ. ૩
કાતી પુનમદશ ક્રોડસુ એ, દ્રાવિડ વારિખિલ્લ જાણ,
સિદ્ધિ વધૂ રંગે વર્યા, કૃપાચંદ મન આણ. ૪

---

## શ્રી પાર્શ્વનાથનું ચૈત્યવંદન.

પુરસાદાણી પાસ નાહ, નમિયે મન રંગ,
નીલ વરણ અશ્વસેન નંદ, નિરમલ નિઃશંક;
કામિત પૂરણ કલ્પ સાખ, વામાસુત સાર,
શ્રીગોડીપુરસ્વામિનામ, જપિયે નિરધાર.
ત્રિભુવનપતિ ત્રેવીસમો એ, અમૃત સમજ સુવાણ.
ધ્યાન ધરંતા એહનુ, પ્રગટે પરમકલ્યાણ. ૧

---

## શ્રી મહાવીર સ્વામીનું ચૈત્યવંદનઃ

વંદુ જગદાધાર સાર, શિવસંપત્તિકારણ;
જન્મ જરામરણાદિરુપ, ભવતાપનિવારણ.
શ્રીસિદ્ધારથ તાત માત ત્રિશલાતનુ જાત,
સોવન વરણ શરીર વીર, ત્રિભુવન વિખ્યાત.
અમૃતરુપે રાજ તો એ ચોવીશમો જિનરાય,
ક્ષમા પ્રમુખ કલ્યાણ મુનિ, આપો કરિ સુપસાય. ૧

---

# સ્તવનો.

## શ્રી સીમંધર જિન સ્તવન.

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિગિણી ગામ; ધન્ય તિહાંના માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ. સીમંધર સ્વામી કઇયેરે, હું મહાવિદેહ આવીશ; જયવંતા જિનવર કઈયેરે, હું તમને વાંદીશ. ૧. ચાંદલીયા સંદેસડોજી, કહેજો સીમંધર સ્વામ; ભરત ક્ષેત્રના માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ. સી૦ ૨. સમવસરણ દેવે રચ્યું તિહાં, ચોસઠ ઈંદ્ર નરેશ; સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સી૦ ૩. ઈંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીના ચોક પુરેશ; લળી લળી લીએ લુંછણાંજી, જિનવર દીએ ઉપદેશ. સી૦ ૪. એ હવે સમે મેં સાંભળ્યુંજી,હવે કરવાં પચ્ચખાણ; પોથી ઠવણી તીહાં કનેજી, અમૃત વાણી વખાણ. સી૦ ૫. રાયને વ્હાલા ઘોડલાજી, વેપારીને વ્હાલા છે દામ; અમને વ્હાલા સીમંધર સ્વામી, જેમ સીતાને શ્રીરામ. સી૦ ૬. નહીં માગું પ્રભુ રાજ્ય રિદ્ધિજી, નહિં માગું ગરથ ભંડાર; હું માગું પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર. સી૦ ૭. દૈવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજુર; મુજરો મારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર. સી૦ ૮. સમય સુંદરની વિનતિજી, માનજો વારંવાર; બે કર જોડી વિનવુંજી, મુઝ વિનતડી અવધાર. સી૦ ૯.

## સીમંધર જિન સ્તવન.

જગજીવન જગ વાલહો, એ દેશી. શ્રીસીમંધર સાહિબા વીનતડી અવધાર લાલરે, પરમ પુરૂષ પરમેસરૂ, આતમ પરમ આધાર લાલ રે. શ્રી૦ ૧. કેવલ જ્ઞાન દિવાકરૂ, ભાગે સાદિ અનંત લાલ રે; ભાસક લોકાલોક જે, જ્ઞાયક જ્ઞેય અનંત લાલરે. શ્રી૦ ૨. ઇંદ્ર ચંદ્ર ચક્કીસરુ, સુર નર રહે કર જોડ લાલ રે; પદપંકજ સેવે સદા, અણહુતા એક કોડ લાલરે. ૩. ચરણ કમલપિંજર વસે, મુજ મન હંસ નીત મેવ લાલરે; ચરણ શરણ મોહિ આશરો, ભવ ભવ દેવાધિદેવ લાલરે. શ્રી૦ ૪. અધમ ઉદ્ધારણ છો તુમ્હે, દૂર હરો ભવ દુઃખ લાલરે કહે જિનહર્ષ મયા કરી દેજો, અવિચલ સુખ લાલરે. શ્રી૦ ૫.

---

## શ્રીસિદ્ધાચલ સ્તવન.

સિદ્ધાચલ ગિરિ ભેટયાંરે ધન્ય ભાગ્ય હમારા, વિમલાચલગિરિ૦ એહ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારા, રાયણ રૂખ સમોસર્યા સ્વામી, પૂર્વ નવાણું વારા રે. ધ૦ ૧. મૂલનાયક શ્રીઆદિજિનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચારા, અષ્ટ દ્રવ્યસે પૂજો ભાવે, સમકિત મૂલ આધારારે. ધ૦ ૨. દૂર દેશાન્તરથી હું આયો, શ્રવણ સુણી ગુણ તોરા, પતિતઉદ્ધારણ બિરૂદ તુમારો, એહ તીરથ જગ સારારે. ૩. ભાવ ભક્તિસે પ્રભુ ગુણ ગાવે, અપના જન્મ સુધારા, જાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વારારે. ધ૦ ૪. સંવત અઢાર ત્યાસી માસ આષાઢે, વદિ આઠમ ભોમવારા, પ્રભુકે ચરણ પરતાપ સંઘમેં, ક્ષમારતન પ્રભુ પ્યારારે. ધ૦ ૫.

---

## શ્રીતીર્થમાલા સ્તવન.

શત્રુંજય રૂષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે; સીધા સાધુ અનંત, તીરથ તે નમુંરે. ૧. તીન કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયારે; નેમીસર ગિરનાર. તી૦ ૨. અષ્ટાપદ એક દેહરો ગિરિસેહરો રે, ભરતે ભરાવ્યાં બિંબ. તી૦ ૩. આબુ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવન તિલો રે; વિમલ વસઇ વસ્તુપાલ. તી૦ ૪. સમેતશિખર સોહામણો, રલિયામણો રે; સિદ્ધા તીર્થંકર વીશ. ૫. નયરી ચંપા નિરખીયે હૈડે હરખીયે રે સિદ્ધા શ્રી વાસુપૂજ્ય. તી૦૬. પૂર્વદિશે પાવાપુરી, રીદ્ધે ભરીરે; મુક્તિગયા મહાવીર. તી૦ ૭. જેસલમેર જુહારીયે, દુઃખ વારીયેરે; અરિહંત બિંબ અનેક. તી૦ ૮. બિંકાનેરજ વંદીયે, ચીર નંદીયે રે; અરિહંત દેહરા આઠ. તી૦ ૯. સેરિસરો શંખેસરો, પંચાસરો રે; ફલોધી થંભણ પાસ. તી૦ ૧૦. અંતરીક અજાવરો અમીઝરોરે; જીરાવલો જગનાથ. ૧૧. ત્રૈલોક્ય દીપક દેહરા, જાત્રા કરો રે, રાણકપુર રીસહેસ. તી૦ ૧૨. શ્રીનાદુલાઈ જાદવો, ગોડી સ્તવો રે; શ્રીવરકાણો પાસ. તી૦ ૧૩. નંદીશ્વરનાં દેહરાં,બાવન ભલા રે; રૂચક કુંડલે ચાર ચાર તી૦ ૧૪. શાશ્વતી અશાશ્વતી, પ્રતિમા છતીરે, સ્વર્ગ મૃત્યુ પાતાલ. તી૦ ૧૫. તીરથયાત્રા ફલ તિહાં, હોજો મુઝ ઈહાં રે; સમયસુંદર કહે એમ. ૧૬.

---

## શ્રીસીમંધર સ્વામીનું બીજનું સ્તવન.

મારી વીનતડી અવધારો, સાહિબ સીમંધર મહારાજ, ત્રિભુવન સાહિબ અરજ સુણજો, અરજ સુણજો;

મહેર કરી જો દરશંન દીજો રાજ. મારી વીનતડી અવધારે; સાહિબ સીમંધર મહારાજ. ૧ આપ વસ્યા મહાવિદેહ ખેતરમે, હું ઇણુ ભરત મઝાર; આ મેલો કિમ હોવે સાહિબ, એહિ સબલ વિચાર. મારી૦ ૨ ભરત વિચાલે પરવત આડો, નામે વૈતાઢય સાર; પચ્ચીસ ચોજનકો ઉંચો પ્રભુ, પચ્ચાસ ચોજન વિસ્તાર. મારી૦ ૩ ગંગાસિંધુદોનું નદીયાં, આડી છે કિરતાર; સહસ અઠાવીશ બીજી નદીયાં, એ બેહુનો વિસ્તાર. મારી૦ ૪ ઇણી આગલ પરવત આડો, નાનો હિમવંત નામ; એક સહસ વલી બાવન ચોજન, બાર કલા અભિરામ. મારી૦ ૫ ખેતર હેમવંત વલી પ્રભુ આડો, જુગલીઆ કેરો વાસ; એકવીસ સો વલી પાંચ ચોજન, પાંચ કલા સુવિલાસ. મારી૦ ૬ રાહિતા રાહિતાંસા નામ, નદીયાં છે અસરાલ; છપ્પન સહસ વલી બીજી નદીયાં, આવુ કેમ દયાલ મારી૦ ૭ મહાહિમવંત પરવત આડો, મોટો અતિ વિસ્તાર; ચાર સહસ દોયસે દશ જોજન, દશ કલા મનોહાર. મારી૦ ૮ આઠ સહસ સત ચાર અનોપમ, એકવીસ ચોજન તાસ; એક કલા વલી રૂપ અનોપમ, ખેતર છે હરિવાસ. મારી૦ ૯ હરિકંતાને હરિસલિલા, નદીયાં છે પરતક્ષ; બીજી નદીયાં આડી છે પ્રભુ, સહસ બાર એક લક્ષ. મારી૦ ૧૦ પરવત નીષધ છે વલી આડો, જોયણુ વલી વિસ્તાર; સોલ સહસ સત આઠ બેંતાલીસ, દોય કલા મનોહર. મારી૦ ૧૧ ખેતર છે વલી જુગલીઆ કેરો, દેવકુરૂ ઇણુ નામ; તે પીણુ ચોજન બહુ વિસ્તારે, પહોળો છે સુણો સ્વામ. મારી૦ ૧૨ સીતા નામે નદી બડેરી, સબ નાદીયાં સીરદાર; પાંચ લાખ વલી બીજી નદીયાં, અને બત્તીસ હજાર.

મારી. ૧૩ લાખ જોજનકો મેરૂ પરવત, સુદરસણ સાર; ગજદંતા વલી ચાર બીચમેં, આવું કેમ કૃપાલ. મારી૦ ૧૪ વનગિરિને પરવત બહુલા, નદીયાંઓ ઘહઘાટ; કિણ વિધ આવું સુગુણા સાહિબ, મારગ વિસમી વાટ. મારી૦ ૧૫ કંચન ગિરિ વખરા પરવત, ગજદંતા ગિરિરાય; ભદ્રશાલ વન મારગ બીચમેં, લાગે કેમ ઉપાય. મારી૦ ૧૬ કયાં મુંજ દેશ છે ભરત ખેતર, કયાં પુખલાવતી જિનરાજ; એ મેલો કેમ હોસે સાહિબ, તારણ તરણ જહાજ. મારી૦ ૧૭ નીસ દીન મારે તુંહી આલંબન, વસીયો હૃદય મઝાર; ભવ દુઃખ ભંજન તુંહી નિરંજન, કરૂણા કલા ભંડાર. મારી૦ ૧૮ મનવંચ્છિત સુખ સંપત્તિ દાતા, પ્રભુ સાહેબ છો ખાસ; મુજને સેવક સાચો જાણી, પુરો મનની આસ. મારી૦ ૧૯ ખરતર હરખગુરૂ સુપસાયે, રૂપચંદ ગુણગાય; અગરચંદ કો શ્રીજિનવરજી, તારો દીનદયાલ. મારી૦ ૨૦ સંવત અઠારસે એકવીસે, પોસ વદી શુભ માસ; બીજ ભદ્ર બુધવાર અનોપમ, જિનપાદ વંદન ભાસ. મારી૦ ૨૧.



## પંચમીનું સ્તવન.

પંચમી તપ તુમે કરોરે પ્રાણી, નિર્મલ પામો જ્ઞાન રે; પહિલું જ્ઞાનને પછે કિરિયા, નહિ કોઇ જ્ઞાન સમાન રે. પં૦ ૧ નંદિ સૂત્રમે જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પંચ પ્રકારરે; મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવલજ્ઞાન શ્રીકાર રે. પં૦ ૨ મતિ અઠાવીશ શ્રુત ચઉદશ વીશ, અવધિ છ અસંખ્ય પ્રકારરે; દોય ભેદે મનઃપર્યવ દાખ્યું, કેવલ એક પ્રકારરે. પં૦ ૩

ચંદ્ર સૂરજ ગ્રહ નક્ષત્ર તારા, તેસ્યુ તેજ આકાશરે; કેવલ જ્ઞાન સમો નહિ કોઈ, લોકાલોક પ્રકાશ રે. પં૦ ૪ પારસનાથ પ્રસાદ કરીને, મહારી પૂરો ઉમેદ રે; સમયસુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદ રે. પં૦ ૫

## આઠમનું મોટું સ્તવન.

### દુહા.

વર્દ્ધમાન જિનવર નમું, સમરિ શારદમાય; અષ્ટમી તવ વિધિ વરણવું, આગમ યુત સંપ્રદાય. ૧. આઠમ તિથી આરાધવા, ભાખે ત્રિજગ ભાણ; વિધિસેતિ તપ કીજિયે, પામે ઉત્તમ નાણ. ૨

### ઢાલ ૧ લી. શંભવ જિનવર વીનતી. એ દેશી.

આઠમ તપ આરાધિયે, અષ્ટમી ગતિ દાતારો રે; પ્રવચનમાતા આઠને, પાલો નિસદિન સાર રે. આઠમ૦ ૧. અષ્ટસિદ્ધિ કારક સદા, આઠમ તપ ઉજમંતા રે; સામાયિક પોસહ કરી, પર્વ તિથી સેવંતા રે. આ૦ ૨ પર્વ તિથીમાં બંધાય છે, પ્રાયે પરભવ આયુ રે; તિણ કારણ તિથી તપ કરો, આગમ માંહિ ગવાયું રે. આ૦ ૩ બૃહદાવશ્યકવૃત્તિમાં, હરિભદ્રસૂરી બોલે રે; તિમ ચૂર્ણિ લઘુવૃત્તિમાં, યોગશાસ્ત્રમાં ખોલે રે. આ૦ ૪ નવપદપ્રકરણવૃત્તિમાં, દિનકૃત્ય દેવેંદ્રસૂરિ રે; વિધિપ્રપા પંચાશક વલિ, ઈમિ અધિકાર છે ભૂરિરે. આ૦ ૫ સામાયિક પહિલા કહ્યો, પાછલ ઇરિયાનો પાઠ રે; જાણે પણ માને નહિ, એહ કર્મનો ઠાઠ રે. આ૦ ૬ વિધિથી સામાયિક કરો, જિમ પામો ભવ

પારો રે; અવિધિથી કિરિયા કરિ, નવિ છુટે ભવનો લા-રો રે. આ૦ ૭

ઢાલ ૨ જી. યતની.

પરવતિથીયે પોષધ કરિયે, શુદ્ધ આગમને અનુસરિયે, વલી આઠ કર્મને હરિયે; સલૂણા ભાવ ભલે આરાધો, એતો આરાધી શિવસુખ સાધો. સલુણા આઠમ તિથી આ-રાધો. ૧ આઠમ હોય ચઉદસ કહિયે, અમાવસ પૂનિમ લહિયે, એહ છ તિથી ચારિત્ર વહિયે. સ૦ ભા૦ ૨ વલી કલ્યાણક તિથી જાણો, પજુષણ મનમાં આણો; ઈત્યાદિક પર્વ પીછાણો. સ૦ ભા૦ ૩ બીજે અંગે પાંચમે અંગે, ઉપાશકદશા સુ-ખસંગે; આવશ્યકટીકા ઉમંગે. સ૦ ભા૦ ૪ ઈત્યાદિક આગમ સાખે, પરવ તિથી યે પોષધ ભાખે; વિધિયુત કરતાં ફલ ચાખે, સ૦ ભા૦ ૫ જે નિત્ય પોષધને તાણે, આગમ વિધિ તે નવિ જાણે; હરિભદ્ર વચન પરમાણે. સ૦ ભા૦ ૬.

ઢાલ ૩ જી. જઇને કહેજો મારા વાલાજીરે, એ દેશી.

આઠમ પરવ તિથી કહી, મારા વાલાજી રે; આરાધો ગુણ ગેહ, જગગુરૂ વંદિયે, મારા વાલાજી રે; એહ તિથી કલ્યાણક ઘણા, મારા વાલાજી રે; ત્રિહું કાલના ગિણો તેહ, જગગુરૂ વં૦ મારા વાલાજી રે; ૧ આચારાંગમાં ભા-ખીયા, મા૦ વા૦ ભાવના અધ્યયનસાર, જ૦ મા૦ ઠાણુંગ ઠાણે પાંચમે, મા૦ વા૦ કલ્પસૂત્ર મનોહાર, જ૦ ૨ આગમ પ્રકરણ ચરિત્ર ઘણા, મા૦ વા૦ એમાં પ્રગટપણે તૂં જોય, જ૦ વં૦ છ કલ્યાણક વીરના, મા૦ વા૦ આગમ માંહે હોય, જ૦ વં૦ ૩ પજૂસણ કલ્પે કહ્યો, મા૦ વા૦ પચાસ

દિવસ પ્રમાણ, જ૦ વં૦ તેહ નવિ માને માનથી, મા૦ વા૦ જિન આજ્ઞા સુખ ખાણ, જ૦ વં૦ ૪ ઈમ અનેક કલ્પના કરિ, મા૦ વા૦ મનમાન્યો માને તેહ, જ૦ વં૦ તુજ આગમ મુજ મન વસ્યો, મા૦ વા૦ એહિત ભવ ભવ હોય, જ૦ વં૦ ૫ વિસંવાદ ઘણો પડયો, મા૦ વા૦ કેહને કહિયે જાય, જ૦ વં૦ અતિશય જ્ઞાની તણો પડયો, મા૦ વા૦ વિરહ તે કેમ ખમાય, જ૦ વં૦ ૬ દુઃખમકાલમાં ઉપનો મા૦ વા૦ દક્ષિણ ભરત મઝાર જ૦ વં૦ પ્રભુનો સરણો મેં ગ્રહ્યો, મા૦ વા૦ પ્રભુ છો પ્રાણ આધાર, જ૦ વં ૭ તારક તારો તાતજી, મા૦ વા૦ હું છું સેવક તુઝ, જ૦ વં૦ અપરાધી ઘણા તારીયા, મા૦ વા૦ કેમ વિસારવો મુઝ, જ૦ વં૦ ૮.

**કલસ.**

શ્રીવીર જિનવર ભવિક સુખકર માત ત્રિશલા નંદનો, મેં થુણ્યો આગમ ભક્તિ સંયુત દુરિત કર્મ નિકંદનો, શુભ વરસ ઉગણીસે ચમોત્તરે ભાદ્રવ સુદિ આઠમસમે, કૃપાચંદ્રસૂરિએ સ્તવન કીધો અનુભવ જ્ઞાનપ્રકાશમે. ૧

---

## શ્રી એકાદશીનું સ્તવન.

સમવસરણ બેઠા ભગવંત, ધરમ પ્રકાશે શ્રી અરિહંત બારે પરષદા બૈઠી જુડી, મિગશિર શુદિ અગ્યારસ વડી. ૧ મલ્લિનાથના તીન કલ્યાણ, જનમ દીક્ષાને કેવલ જ્ઞાન; અર દીક્ષા લીધી રૂવડી. મિં૦ ૨ નમિને ઉપનું કેવલ જ્ઞાન, પાંચ કલ્યાણક અતિ પરધાન; એ તિથિની મહિમા એવડી. મિં૦ ૩ પાંચ ભરત ઐરવત ઈમહીજ, પાંચ કલ્યાણક હુવે તિમહીજ; પચાસની સંખ્યા પરગમી. મિં૦ ૪ અતીત અ-

નાગત ગણુતાં એમ, દોઢસે કલ્યાણુક થાયે તેમ; કુણુ તિથિ છે એ તિથિ જેવડી. મિ૦ ૫ અનંત ચોવીશી પણુ પરે ગિણો, લાભ અનંત ઉપવાસા તણો; એ તિથિ સહુ તિથિ શિર રાખડી. મિ૦ ૬ મૌનપણે રહ્યા શ્રી મલ્લિનાથ, એક દિવસ સંયમ વ્રત સાથ; મૌન તણી પરિવ્રત ઈમ પડી. મિ૦ ૭ આઠ પહોરી પોસો લીજિયે, ચોવિહાર વિધિશું કીજિયે; પણુ પરમાદ ન કીજે ઘડી. મિ૦ ૮ વરસ ઇગ્યાર કીજે ઉપવાસ, જાવજીવ પણુ અધિક ઉલ્હાસ; એ તિથિ મોક્ષતણી પાવડી. મિ૦ ૯ ઊજમણું કીજે શ્રીકાર, જ્ઞાનમાં ઉપગરણુ ઈગ્યારે ઇગ્યાર; કરો કાઉસગ્ગ ગુરૂ પાયે પડી, મિ૦ ૧૦ દેહરે સ્નાત્ર કરીજે વલી, પોથી પૂજીજે મન રલી; મુગતિપુરી કીજે ઢુકડી. મિ૦ ૧૧ મૌન ઈગ્યારસ મહોટું પર્વ, આરાધ્યાં સુખ લહિયે સર્વ, વ્રત પચ્ચખાણુ કરો આખડી. મિ૦ ૧૨, જેસલ શોલ ઈકિયાશી સમે, કીધું સ્તવન સહુ મન ગમે; સમયસુંદર કહે કરો ધ્યાનડી. મિ૦ ૧૩.

---

## શ્રી ચિંતામણિ પાર્શ્વજિન સ્તવનમ્.

ભવિકા શ્રીજિનબિંબ જુહારો, આતમ પરમ આધારોરે, ભવિકા શ્રી૦ જિનપ્રતિમા જિન સારખી જાણો, ન કરો શંકા કાંઇ, આગમ વાણીને અનુસારે, રાખો પ્રીતિ સવાઈ રે, ભ૦, શ્રી૦ ૧ જે જિનબિંબ સ્વરુપ ન જાણે, તે કહિયે કિમ જાણે, ભૂલા તેહ અજ્ઞાને ભરિયા, નહિં તિહાં તત્વ પિછાણે રે, ભ૦ શ્રી૦ ૨ અંબડ શ્રાવક શ્રેણિકરાજા, રાવણુ પ્રમુખ અનેક વિવિધપરે, જિન ભક્તિ કરતાં, પામ્યા

ધર્મવિવેકરે. ભ૦, શ્રી૦ ૩ જિનપ્રતિમા બહુ ભગતે જોતા, હોય નિશ્ચય ઉપગાર, પરમારથ ગુણ પ્રગટે પૂરણ, જો જો આર્દ્રકુમાર રે, ભ૦ શ્રી૦ ૪ જિનપ્રતિમા આકારે જલચર, છે બહુ જલધિ મઝાર, તે દેખી બહુલા મત્સ્યાદિક, પામ્યા વિરતિ પ્રકારરે. ભ૦ શ્રી૦ ૫ પાંચમે અંગે જિનપ્રતિમાનો, પ્રગટપણે અધિકાર, સૂરિયાભ સુર જિનવર પૂજી, રાયપસેણી મઝાર રે, ભ૦, શ્રી૦ ૬ દશમે અંગે અહિંસા દાખી, જિનપૂજા જિનરાજ, એહવા આગમ અરથ મરોડી, કરિયે કેમ અકાજ રે. ભ૦ શ્રી૦ ૭ સમકિતધારી સતીય દ્રૌપદી, જિન પૂજ્યા મન રંગે, જો જો એહનો અરથ વિચારી, છઠે જ્ઞાતાઅંગે રે, ભ૦, શ્રી૦ ૮ વિજયસુરે જિમ જિનવર પૂજા, કીધી ચિત્ત થિર રાખી, દ્રવ્યભાવ બિહુ ભેદે કીની, જીવાભિગમ છે સાખી રે ભ૦ શ્રી૦ ૯ ઈત્યાદિક બહુ આગમ સાખે, કોઇ શંકા મત કરજો, જિનપ્રતિમા દેખી નિત નવલી, પ્રેમ ઘણો ચિત્ત ધરજોરે, ભ૦ શ્રી૦ ૧૦ ચિંતામણિ પ્રભુ પાસ પસાયે, સરધા હોજો સવાઈ, શ્રીજિનલાભ સુગુરૂ ઉપદેશે, શ્રીજિનચંદ્ર સવાઈ રે, ભ૦, શ્રી૦ ૧૧.

---

## શ્રી નિર્વાણકલ્યાણક સ્તવન.

મારગદેશક મોક્ષનો રે, કેવલજ્ઞાન નિધાન; ભાવ દયાસાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાનો રે. ૧ વીરપ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધારો રે, હવે ઇણ ભરતમાં, કુણ કરશે ઉપગારો રે. વીર૦ ૨ નાથ વિહુણું સૈન્ય જ્યું રે, વીર વિહુણો રે સંઘ, સાધે કુણ આધારથી રે, પરમા-

નંદ અભંગો રે. વીર૦ ૩ માત વિહુણાં બાલ જયું રે, અરહાં પરહાં અથડાય, વીર વિહુણાં જીવડા રે, આકુલ વ્યાકુલ થાય રે. વીર૦ ૫ સંશય છેદક વીરનો રે, વિરહ તે કેમ ખમાય, જે દીઠે સુખ ઉપજે રે, તે વિણુ કિમ રહિવાય રે. વીર૦ ૬ નિર્યામક ભવસમુદ્રનો રે, ભવ અટવી સથ્થ વાહ, તે પરમેસર વિણુ મિલ્યાં રે, કિમ વાધે ઉત્સાહો રે. વીર૦ ૬ વીર થકાં પણુ શ્રુત તણો રે, હુતો પરમ આધાર, હમણાં શ્રુત આધાર છે રે, એ જિનઆગમ સાર રે. વીર૦ ૭ ઇણુ કાલ સવિ જીવને રે, આગમથી આનંદ, ધ્યાવો સેવો ભવિજનો રે, જિનપડિમા સુખકંદ રે. વીર૦ ૮ ગણુધર આચારજ મુનિ રે, સહુને ઇણુ પરસિદ્ધ, ભવ ભવ આગમ સંગથી રે, દેવચંદ પદ લીધ રે. વીર૦ ૯

---

## ઋષભદેવજીનું સ્તવન.

ધુલેવામેં રિખભદેવ સુખકારી, મેં તો વારી જાઉં વાર હજારી; નાભિરાય મરૂદેવા કે નંદન, કુલ ઇક્ષ્વાકુ ઉજારી; પાંચ ધનુષ શત કંચન કાયા, જુગલા ધર્મ નિવારી. ધુલેવામેં૦ ૧ દેશ મેવાડ વિકટ પહાડી મેં, અતિ હી સાગર ઘન ભારી; ખોખર ભાખર બિચ બિરાજે, મંદિર બન્યો મનોહારિ. ધુલેવામેં૦ ૨ ચોસઠ ઈન્દ્ર કરે જાકી સેવા, હીલમીલ બહુ નરનારી; જો ધ્યાવે સોહિ ફલ પાવે, કોક હેમ તી હારી. ધુલેવામેં૦ ૩ ઓગણીસે સત્તરે શ્રાવણુ શુદ, દીન તિથિયા શુક્રવારી; કાશી લક્ષમન પુરશાહ સંઘે, ભેટયા ચરણુ હિતકારી. ધુલેવામેં૦ ૪ ચિંતા ચૂરણુ આશા

પૂરણ, કલ્પવૃક્ષ અવતારી; મોહન મુનિ કહે મુઝને હોજો, તુમ દરસ સેવાકારી. ધુલેવામેં૦ ૫

## નવપદ સિદ્ધચક્રજીનું સ્તવન.

નવપદ ધ્યાન સદા જયકારી. એ આંકણી. અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ દેખો ગુણ રૂપ ઉદારી. નવપદ૦ ૧ દરશન જ્ઞાન ચારિત્ર હૈ ઉત્તમ, તપ દો અભેદે હૃદય વિચારી. નવપદ૦ ૨ મંત્ર જડી ઔર તંત્ર ઘણેરા, ઉન સબકુ હમ દૂર વિસારી. નવપદ૦ ૩ બહોત જીવ ભવ જલસે તારે, ગુણ ગાવત હૈ બહુ નરનારી. નવપદ૦ ૪ શ્રી જિન ભક્ત મોહન મુનિ વંદત, દિન દિન ચડતે હરખ અપારી. નવપદ. ૫.

## ચિંતામણિ પાર્શ્વનાથનું સ્તવન.

ચિંતામણિ સ્વામી, આપ બીરાજો મરૂધર દેશમેં. મરૂધર દેશ સુહામણો સરે, જીહાં જેસાણો ધામ; અરિહંત દહેરાં દીપતારે કાંઇ, ભવીક જીવ વીસરામજી. ચિંતામણિ૦ ૧ દૂર દેશ હમ ઉપને સરે, વીકટ પંથ અતિભારી; મીથ્યાકુલ અજ્ઞાન બોત હૈ, કહાં મીલે ઉપકારીજી. ચિંતામણિ૦ ૨ ચોરાશીમે મેં સહ્યાસરે, દુઃખ અનંતોકાલ; દેવલોકમે ઉપનો સરે, ફૂલમાલ કમલાયજી. ચિંતામણિ૦ ૩ દશ દૃષ્ટાંતે દોહિલો સરે, પાયો નરભવ સાર, સુગુરૂ વાકય જબ સુણયો, પાયો તુજ આધારજી. ચિંતામણિ૦ ૪ તુહ તારક ત્રીલોકનો સરે, સબ જીવન આધાર; મેં હું અધમ

પાપકી મૂરત, તાર તાર મોહે તારજી. ચિંતામણિ૦ ૫ તુઝ મુદ્રા મુઝ મન વસી સરે, કાપ કરમકી ફાસ; કેવલ-જ્ઞાન કૃપાકર દીજે, મુક્તિ પુરીકો વાસજી. ચિંતામણિ. ૬ ઉપાદાન ઔર નિમિત્ત હે સરે, તુઝ આગમ અનુસાર; મોહન પ્રભુ અરજી સુણો સરે, મત મુકો વીસારજી. ચિંતામણિ૦ ૭

---

## અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન.

શિવપુર નગરમાં શોભતાંરે, અંતરીક્ષ પ્રભુપાસ; દક્ષિણ દેશ વરાડમાંરે, બીચમે લીઓ તુમે વાસ હો જિનજી. ભકિત હૃદયમાં ધારજોરે, અંતર વૈરીને વારજોરે, તારજો દીન દયાલ. ૧. પહાડ પર્વત ઉલંઘીયારે; ઝાડી જંગી અતિ ક્રૂર; તુઝ દરશન કરવા ભણીરે, આ૦યો હું ઇતની દૂર હો જિનજી. ભક્તિ૦ ૨, વામાનંદન વંદિયેરે, અશ્વસેન કુલ-ચંદ્ર; સપ્તફણે કરી શોભતાંરે, સેવે સુરનર ઇંદ્ર હો જિનજી. ભક્તિ૦ ૩. સ્યામવરણ સોહામણોરે, અદભુત બિંબ ઉદાર; તારણ તરણ જિનેશ્વરૂરે, આવા ગમન નિવારહો જિનજી. ભક્તિ૦ ૪. ધરણીથી ઉંચા વશોરે, નયણે નિરખ્યા સો પ્રમાણ; બિરૂદ બડો છે રાજનોરે, સાહેબ ચતુર સુજાણ હો જિનજી. ભકિત૦ ૫. સંવત ઓગણીસ તીયા સમેરે, માઘ વદિ સુખકાર; તિથિ દશમી યાત્રા કરીરે, આનંદ હરખ અપાર હો જિનજી. ભકિત૦ ૬. પ્રભુ ભેટયા ઘણા ભાવસુ રે, સાથે સબ પરિવાર; મોહન મુનિ કહે માહરીરે, કીજે તુમ પ્રતિપાલ હો જિનજી. ભકિત૦ ૭.

---

## મગસી પાર્શ્વનાથ સ્તવન.

જિનપતિ મગસીને ભેટિયા, ભાવ સહિત ધરી ભેટ લલના; ભવપાથોધિમાં બુડતાં, પ્રાણિને જે સાચો બેટ લલના જિન૦ ૧. નૃપ અશ્વસેન કુલમાં દીવો, વામા દેવીનો જે પૂત લલના; ફણિધર લંછન જેહને, સુણુતા તારે જસ સૂત લલના. જિન૦ ૨. હરિ ચોસઠ સુમને કરી, અહનીસ સારે છે સેવ લલના; અભિનવરૂપ ધરી સુરા, નૃત્ય કરે નીત મેવ લલના. જિન૦ ૩. પ્રભુ મુખ શશી જોતા ભવી, હર્ષે દિલડે અપાર લલના. કર પંકજ જોડી ભણે, હવે હમને નાથ તાર લલના. જિન૦ ૪. તેમ શ્રી જિન મહેંદ્ર સૂરી કરે, સ્તવના ત્રણ કાલ લલના; સંવત ઓગણીસ બીયાસમે, રૂપચંદ્રનો વંદે બાલ લલના. જિન૦ ૫.

---

## મુદ્રા બંદર જિન સ્તવન.

વીરશાસનમાં અવતરીને, જિન પડિમા નિત વંદુરે. ટેક. દ્રવ્ય ભાવ સુચિ ભાવ ધરીને, હરખે પ્રભુ ગુણ ગાઉરે શિતલતા ત્રિભુવન છાજે, કર્મ તાપ હરવા કાજેરે. વીર૦ ૧. ચંદ્રવદની જિન પડિમા દેખી, શિતલનાથ પ્રભુ તારીરે; અનેક જીવ ભવપાર ઉત્તરીયા, તારા દરશનની બલીહારીરે વીર૦ ૨. પારસમણિનો ફરસ પામીને, લોહ કંચનપણું પામેરે; તેમ પારસ પ્રભુની સેવા કરતાં, અજરામરપદ પામેરે વીર૦ ૩. ચરમ જિનેશ્વર શરણે રાખ્યા, અપરાધી ભવિ પ્રાણીરે; ઉપદેશ વજા શત્રુ બલ ચૂરી, વીરે અમર પદ દીધુરે. વીર૦ ૪. શીતલ પાર્શ્વ મહાવીર બીરાજે, મૂલનાયક

પદ છાજેરે; ઉંચા જાણે સ્વર્ગે અડીયા, ચૈત્ય શિખરે પારવરીયારે. વીર૦ ૫. સંવત ઓગણીસ સીતેર વરસે, ફાગણ માસ મઝારીરે; મુદ્રા નગરનાં ચૈત્ય જુહારી, સમકિત રતન ઉજાલી. વીર૦ ૬.

---

## કચ્છ—ભદ્રેસર મંડન મહાવીર જિન સ્તવન.

આજ આણંદ સવાયા, પ્રભુવીર કે દરશન પાયા. એ ટેક. પ્રાણુતકલ્પ હે ઉદારી, ઉત્તરાફાલ્ગુની રિખ ચારી; આષાઢકી છઠ ઉજીયારી, પ્રભુ ચવન ભવિમન ભાયા. આજ૦ ૧ માહણકુંડઆણંદા, રૂષભદત્ત દેવાનંદા; બીયાસીદિન સુખકંદા, આસોવદિ તેરસ સુહાયા. આજ૦ ૨ શક્ર હૃદયે વિચારી, હરિણગમેષિ પૂકારી; દીયો આદેશ સુખકારી, પ્રભુ હરણ ભવિમન ભાયા, આજ૦ ૩ ક્ષત્રિયકુંડપુર સુહાયા, ત્રિશલા કૂખમે ઠાયા; રાય સિદ્ધારથ મન ભાયા, કલ્યાણક સૂત્રે ગવાયા. આજ૦ ૪ ચૈત્રકી તેરસ ઉજીયારી નક્ષત્ર તેહીંજ ઉદારી; તીનભુવન સુખકારી, પ્રભુ જન્મ જગમે ઉચ્છાયા. આજ. ૫. જિનદિક્ષા અવસર જાણી, મીગસીર વદિ દશમી ઠાણી; કરે મહોચ્છવ નર ઈન્દ્ર ઈન્દ્રાણી, લે દિક્ષા ચોથા જ્ઞાન ઉપાયા. આજ. ૬ પ્રભુ ઘાતિકર્મ ખપેવા, લોકાલોક સ્વરૂપ જોવા, બાર વરસ તપ તપેવા, વૈશાખસુદિ દશમી કેવલ પાયા. આજ. ૭ પાવાપુરીનગરી મોજારી, સબનિજ કાજ સુધારી; કાતિક અમાવાસ અંધારી; સ્વાતિ નક્ષત્રે નિર્વાણ પાયા. આજ. ૮ શ્રી જિનયશ:સૂરિ પસાયે, મુનિરત્ન હીયે ઉલ્લાસે; છએ વીર કલ્યાણક ગાયે, કચ્છ ભદ્રેસર પ્રભુ સુહાયા. આજ. ૯.

---

# નલખેડા મંડન ચંદ્રપ્રભુ જિન સ્તવન.

સિદ્ધચક્ર પદવંદોરે ભવિકા. એ ચાલ. દેશ મનોહર માલ્લવ માંહે, ગામ વસે નલખેડા; ઓસવંશી શુદ્ધ ધર્મ કે રાગી, શ્રાદ્ધ વસે વડભાગીરે, ભવિકા, ચંદ્ર પ્રભ જિન-વંદો. વંદત હોત આનંદોરે. ભવિકા ચંદ્ર૦ ૧ જીર્ણોદ્ધાર કિયો જિન ચૈત્યે, સંઘ મળી બહુ ભકતે; પૂરણ હુએ ઉદ્યાપન કીનો, ચઢતે શુભ પરિણામે રે. ભવિકા૦ ૨ શાલ ઓગણીસે બ્યાસી વરસે, મગશીર શુદિ સુભ દશમી; વારબુધ શુભ લગનમાંહે, હોય જય જય શબ્દરે. ભવિકા૦ ૩. સુવિહિત ગચ્છ પરંપરામાંહે, દીપે અધિક અધિક; અંજન શલાકા વિધિસુ કીની, રત્ન મુનિ ગુરૂરાયરે. ભવિકા૦ ૪. મૂલનાયક ચંદ્રાપ્રભુ જિનકી, પ્રતિમા તખતે બીરાજે; અજિતનાથ આદિ જિનવરકી, પ્રતિમા ઉભય પાસેરે. ભવિકા૦ ૫. વિકટ કલિયુગમે ભવિજનકું, જિન મૂર્ત આધાર; ભવદુઃખ હરણી શિવસુખ કરણી, ભવોદધિપાર ઉત્તરણીરે. ભવિકા૦ ૬. સમકિત દેશ–સર્વ વિરતી જનહી, ધ્યાવત હો ભવપાર; ચંદ્રવદની ચંદ્રસમ ગૌરી, દેખ બુઝી દાહ તનકીરે. ભવિકા૦ ૭ શ્રી જિનદત્તસૂરિ સદ્‌ગુરૂકી, મૂર્ત્તિ ઔર પાદુકા; કુશલ સૂરિ આદિ સદ્‌ગુરૂકી, મુઝમન અધિક સુહાયરે. ભવિકા૦ ૮. પૂજે ધ્યાવે જે નર ભાવે, પામે લીલવિલાસ; રતનમુનિ સદ્‌ગુરૂકો બાલ, પ્રેમ નમે ત્રિકાલરે. ભવિકા૦ ૯.

---

## પાર્શ્વનાથ જિન સ્તવન.

નાથ મારી વીનતડી અવધારો, મોહે જેસે બને એસો તારો. નાથ મારી૦ ટેક. અશ્વસેન વામાજીકો નંદન, નાગકુ તારણુ હારો; કેવલજ્ઞાન લહિ જગભૂષણુ, શિખર સમેત શિણુગારો. નાથ૦ ૧. સુરનર નરક નિગોદ તણાં દુઃખ, કહેતા ન આવે પારો; અનંત કાલ માંહે ભટકત વીત્યો, તુમસે આણુ પુકારો. નાથ૦ ૨. એસો કોણુ દયાલ જગતમે જાસુ કહિએ તારો; અનેક જીવ ભવ જલસે તારે, મુઝકો કયોં ન સંભારો. નાથ૦ ૩. મિથ્યામત દૂરકરણુકુ, સહસ્ત્ર- કિરણુ અવતારો; સમકિત શુદ્ધ જ્ઞાન નિજ દેકે, ભવ- જલ પાર ઉતારો. નાથ૦ ૪. વીશ અધિક ઓગણી સાતમે, માઘ શુકલ સોમવારો; બનારસીમે ઓચ્છવ હોવે, શ્રી સંઘ જય જય કારો. નાથ૦ ૫. રામઘાટ પ્રભુપાસ બીરાજે, સમવસરણુ મનોહારો; હાથ જોડકે અરજ કરતહૈ, મોહન દાસ તુમારો. નાથ૦ ૬.

---

## ઋષભદેવ જિન સ્તવન.

ભવિકા મુક્તિ ભણી મહિમા કરીયેરે, કરીયે તો ભવજલ તરીયેરે. એ આંકણી. પ્રભુ વિમલાચલના વાસીરે, બીદડા ઉપર મહેર છે ખાસીરે; પ્રભુ રહેજો હવે થીર વાસી, ભવિકા૦ ૧. પ્રભુ પાંચની થઈ છે મહેરરે, જેથી રહેસે સદા સુખ લહેરરે, ગામ થાશે હવે સુશહેર, ભવિકા૦ ૨. પ્રભુ રૂષભ તખ્ત બિરાજેરે, મહોચ્છવ મુક્તિ જાવાનો છાજેરે; જેવો કર્યો આગમ સુરરાજે, ભવિકા૦ ૩. પ્રભુ મુદ્રા મોહન-

ગારીરે, જેને તાર્યા કેઈ નરનારીરે; થયા તિર્યંચ સમકિત ધારી, ભવિકા૦ ૪. પ્રભુ વિકટ છે પાંચમો આરોરે, મત પાખંડનો નહિ પારોરે, પ્રભુ બિંબ ભવિને આધારો, ભવિકા૦ ૫. પ્રભુ ચૈત્ય ઉત્તંગ સુખકારીરે, દેખી રીઝે મોક્ષ અધિકારીરે; જ્યાં છે શાસન ડંકા જયકારી, ભવિકા૦ ૬. પ્રભુ દરશન સદા ચિત્ત ધરિયેરે, દ્રવ્ય ભાવે પૂજન કરીયેરે; તો ભવસાગર પાર ઉતરીયે, ભવિકા૦ ૭. ભલા વિક્રમ સય ઓગણીશેરે, સીત્તેર એક શ્રી જગદીસેરે; શુક્લ પાક્ષીક શ્રાવણ માસે, ભવિકા૦ ૮. શ્રી જિનયશઃ સૂરિ ગણધારીરે, સમકિંકર રતન હૃદય વિચારીરે; સ્તવન કર્યો ભવિ હિતકારી, ભવિકા૦ ૯.

---

## શ્રી દાદાજી સ્તવન.

સદગુરુ કરુણા નિધાન રાખો લાજ મેરી સ૦ ટેક. જય જય જિનકુશલ સૂરિ, સમરત હાજર હજૂર, મહકત જિમ જસ કપૂર, મહિમા જગ તેરી. સ૦ ૧. જા પર તુમ હો દયાલ, છિનમેં કરદો નિહાલ, સંકટકો ચૂર દેવો, દોલતકી ઢેરી. સ૦ ૨. તુમ હો સુરતરુ સમાન, વંછિત ફલ દેવો દાન, સેવકકો દીન જાણ, મિટો ભવ ફેરી. સ૦. ૩. સરણ આયે કી રાખો લાજ, વંછિત સબ પૂરો કાજ, હરખચંદ સરણ આએ, મહિમા સુન તેરી. સ૦ ૪.

---

## દાદાજીનું સ્તવન.

કુશલ ગુરુ દેખકે દરશન, મેરા દિલ હોતહે પરસન, જગતમેં આપસમો નહિ કોઈ; મેં દેખા નેન ભર જોઈ. ૧. બિરૂદ ભુમંડલે ગાજે, ફરસતાં પાપ સહુ ભાજે, પૂજતાં સંપદા પાવે, અચિંતી લચ્છી ઘર આવે. ૨. એકે મુખે ગુણ કહું કેતા, મુઝે હીયે જ્ઞાન નહિ એતા, લાલચંદકી અરજ સુણ લીજે, ચરણકી ભક્તિ મોહિ દીજે. ૩.

## દાદાજીનું સ્તવન.

શ્રી જિનદત્ત સૂરીંદા, પરમગુરૂ શ્રી જિનદત્ત૦.
પરમ દયાલ દયાકર દીજે, દરિશન પરમ આનંદા, પરમ૦
જંગમ સુરતરૂ વંછિતદાયક, સેવક જન સુખકંદા;
સદ્ગુરૂ ધ્યાન નામ નિત સમરણ, દૂર હરણ દુઃખદંદા, પરમ૦ ૧
નિજપદ સેવક સાનિધ્યકારી, રાખીએ ગુરૂ રોજિંદા;
કરજોડી વિનયયુત વિનવે, શ્રી જિનહર્ષ સૂરીંદા. પરમ૦ ૨

## દાદાજી પદ.

રાજૈથુંભ ઠોર ઠોર, એસો દેવ નાહ ઓર, દાદો દાદો નામસે, જગત જશ ગાયો હૈ. આપણેહી ભાવ આય, પૂજૈ લખ લોક પાય, પ્યાસનકો રન્ન માંહે, પાણી અન્ન પાયો હૈ. વાટ ઘાટ શત્રૂથાટ, હાટ પુર પટ્ટણમે, દેવ ગેહ નેહસું કુશલ વરતાયો હૈ. ધરમસિંહ ધ્યાન ધરે, સેવકકો કુશલ કરે, સાચો શ્રીજિન કુશલસૂરિ, નામ યું કહાયો હૈ. ૧.

# મુહપત્તિ પડિલેહણના બોલ.

પ્રથમ મુહપત્તિ ઉખેડી તેને બે પાસે જોતાં "સૂત્ર અર્થ તત્વ કરી સદ્દહું ૧" એમ ચિંતવવું. ઉંચા અખોડા પ્રખોડા કરતાં ડાબે હાથે મુહપત્તિ ખંખેરતાં "સમકિત મોહનીય ૨, મિશ્ર મોહનીય ૩, મિથ્યાત્વ મોહનીય પરિહરૂં ૪" અને જમણે હાથે ખંખેરતાં "કામરાગ ૫, સ્નેહરાગ ૬, દૃષ્ટિરાગ પરિહરૂં ૭," એમ ચિંતવવું. પછી જમણા હાથની આંગળીના આંતરા વચ્ચે મુહપત્તિ ભરાવી ડાબા હાથના સવળા તળને નહિ સ્પર્શતા અને પોતાના તરફ લેતાં "સુદેવ ૮, સુગુરૂ ૯, સુધર્મ આદરૂં, ૧૦" અને તેજ તળને હાથની તરફ મુહપત્તિ વડે જયણાથી ઘસી કાઢતાં "કુદેવ ૧૧, કુગુરૂ ૧૨ કુધર્મ પરિહરૂં ૧૩," એમ ચિંતવવું. બીજી વખત તેજ રીતે "જ્ઞાન ૧૪, દર્શન ૧૫, ચારિત્ર આદરૂં ૧૬," અને જ્ઞાન વિરાધના ૧૭, દર્શન વિરાધના ૧૮, ચારિત્ર વિરાધના પરિહરૂં ૧૯," એમ ચિંતવવું. તેજ પ્રકારે ત્રીજી વખત "મનગુપ્તિ ૨૦, વચનગુપ્તિ ૨૧, કાયગુપ્તિ આદરૂં ૨૨," અને "મનદંડ ૨૩, વચન દંડ ૨૪, કાય દંડ પરિહરૂં ૨૫," એમ ચિંતવવું.

પછી ડાબો હાથ ઉંધો પ્રમાર્જતાં "કૃષ્ણ લેશ્યા ૨૬, નીલ લેશ્યા ૨૭, કાપોત લેશ્યા પરિહરૂં ૨૮, એમ ચિંતવવું. પછી જમણા હાથ પ્રમાણે ડાબા હાથમાં મુહપત્તિ પકડી તે વડે જમણો હાથ ઉંધો પ્રમાર્જતાં "રિદ્ધિ ગારવ ૨૯, રસ ગારવ ૩૦, સાતા વારગ પરિહરૂં ૩૧, " એમ

ચિંતવવું. મસ્તકની પ્રમાર્જના કરતાં "માયા શલ્ય ૩૨, નિયાણ શલ્ય ૩૩, મિચ્છા દંસણ શલ્ય પરિહરૂં ૩૪," મુખની પડિલેહણ કરતાં "ક્રોધ ૩૫, માન પરિહરૂં ૩૬," હૃદયની પડિલહેણા કરતાં "માયા ૩૭, લોભ પ્રરિહરૂં ૩૮," એમ ચિંતવવું. ડાબા ખભા અને જમણા ખભાની ઉપર નીચે બે પડખે પડિલેહણા કરતાં એક તરફ "હાસ્ય ૩૯, રતિ ૪૦, અરતિ પરિહરૂં ૪૧," અને બીજી તરફ "ભય ૪૨, શોક ૪૩, દુગંચ્છા પરિહરૂં ૪૪," એમ ચિંતવવું. પછી મુહપત્તિ નાભિથી નીચે ન લઈ જવાય–તેથી ચરવલા વડે પડિલેહણ કરવી, તેમાં ડાબા ઢિંચણે પડિલેહણ કરતાં "પૃથ્વીકાય ૪૫, અપકાય ૪૬, તેઉકાયની જયણા કરૂં ૪૭," અને જમણા ઢિંચણે પડિલેહણ કરતાં "વાઉકાય ૪૮, વનસ્પતિ કાય ૪૯, ત્રસ કાયની રક્ષા કરૂં ૫૦," એમ ચિંતવવું.

ઇતિ મુહપત્તિ પડિલેહણના બોલ સંપૂર્ણ.



# સૂતક વિચાર.

પુત્ર જન્મે દિન ૧૦ નું, પુત્રી જન્મે ૧૧ દિવસનું અને પ્રસુતા સ્ત્રીને એક માસનું સૂતક હોય, સૂતક હોય ત્યાંસુધી પુજન દર્શનાદિ ના કરે.

ગાય, ભેંસ, ઘોડી, બકરી ઘરમાં વીયાય તો એક દિવસનું સૂતક, ગાય વીયાયા પછી ૧૭ દિવસ સુધી, ભેંસ વીયાયા પછી ૧૫ દિવસ અને બકરી વીયાયા પછી ૮ દિવસ સુધી તેનું દુધ ન ખપે.

પુત્ર-પુત્રી જનમતાંજ મરણ પામે તો એક દિવસનું સૂતક. પરદેશથી મરણના સમાચાર આવે તો એક દિવસનું સૂતક. જેટલા મહિનાનો ગર્ભ પડે તેટલા દિવસ સૂતક.

ઘરમાં જનાવરના બચ્ચા મરેલા આવ્યા હોય તેના કલેવરને ઘર બહાર લઇ જાય ત્યાંસુધી સૂતક.

ચાકર, નોકર, આદિ આપણે ત્યાં રહેતા હોય તેને ત્યાં પુત્રાદિનો જન્મ થતો હોય તો ૩ દિવસનું સૂતક, અને મૃત્યુ થાય તો ત્રણ દિવસનું સૂતક.

આપણા ઘરનું મૃત્યું થયું હોય તો દિવસ ૧૨ સૂતક. ત્રણ દિવસ પછી દર્શન પ્રતિક્રમણ થાય.

મડદાને ઉપાડનાર ઘરના માણસને બાર દિવસ, બીજા ઉપાડનારને ત્રણ દિવસ સૂતક, મડદાને અડનારને આઠ પહોરનું સૂતક, અને સ્પર્શ કર્યો નથી પણ સ્મશાને ગયેલાને તેજ દિવસ સૂતક, તે દિવસે પ્રતિક્રમણ ન કરે.

રૂતુવંતી સ્ત્રી ચાર દિવસ પાળે, ત્રણ દિવસ પુજન, દર્શન, પ્રતિક્રમણ, સામાયિક, અભ્યાસ આદિ ન કરે. ઘરની અંદર અનાજ આદિને ન અડે. પણ ઉપવાસ આદિ તપશ્ચર્યા કરે તો ખુશીથી થાય.

ઇતિ સૂતક વિચાર.

---

## શ્રી સમકિતની સજ્જાય.

સમકિત નવી લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર્ગતિ માંહે;
ત્રસ થાવરકી કરૂણા કિની, જીવ ન એક વિરાદ્યો;
તીનકાલ સામાયિક કરતાં, શુદ્ધ ઉપયોગ ન સાદ્યો. સમ૦ ૧.
ઝૂઠ બોલવાકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી;
વ્યવહારાદિકમાં નિપુણ ભયો પણ, અંતરદૃષ્ટિ ન જાગી. સ૦ ૨.
ઉર્દ્વ ભૂજા કરી ઉંધો લટકે, ભસ્મી લગાય ધૂમ ગટકે;
જટાજૂટ શિર મૂંઢે ઝુઠો, વીણુ શ્રદ્ધા ભવ ભટકે. સ૦ ૩.
નિજ પરનારી ત્યાગજ કરકે, બ્રહ્મચારી વ્રત લીધો;
સ્વાર્ગાદિક યાકો ફલ પામી, નિજ કારજ નવિ સિધો. સ૦ ૪.
બ્રહ્મક્રિયા લવ ત્યાગ પરિગ્રહ, દ્રવ્ય લિંગ ધર લીનો;
દેવચંદ્ર કહે યા વિધ તો હમે, બહોત વાર કર લીનો. સ૦ ૫.

---

# પાર્શ્વજિન ચૈત્યવંદનમ્.

ॐ નમઃ પાર્શ્વનાથાય, વિશ્વચિન્તામણીયતે;
હ્રીં ધરણેંદ્ર વૈરોટયા, પદ્માદેવી યુતાય તે. ૧

શાન્તિતુષ્ટિમહાપુષ્ટિ-ધૃતિકીર્તિ વિધાયિને;
ॐ હ્રીં દ્વિડ્વ્યાલવેતાલ-સર્વાધિવ્યાધિનાશિને. ૨

જયાજિતાખ્યાવિજયા-ખ્યાપરાજિતયાન્વિતઃ;
દિશાંપાલૈગ્રહૈર્યક્ષૈ-ર્વિદ્યાદેવીભિરન્વિતઃ. ૩

ॐ અસિઆઉસાય નમસ્તત્ર ત્રૈલોકયનાથ તામ્;
ચતુઃષષ્ટિસુરેન્દ્રાસ્તે, ભાસન્તે છત્રચામરૈઃ. ૪

શ્રીશઙ્ખેશ્વર મણ્ડન પાર્શ્વજિન! પ્રણતકલ્પતરૂ કલ્પ!
ચૂરયદુષ્ટવ્રાતં, પૂરય મે વાઞ્છિતં નાથ! ૫